## ઢાલ

## ડુંગરીઆની–રાગ રામગિરી.

શાંય પ્રાશાદમા જોયતા દીઠી માપની ફિણુરે
અક્ષર લેખ પણિ તિહા લખ્યો, કહિઉ અસ્યુ તિહા કહણુરે–રા ૨૧

સંવત અગ્યાર નવાણુ રે, હોસ્યે કુમરનિરદરે,
વિક્રમ નૃપ પરે તે સહી, સકલ લોક આણુદરે–રા ૨૨

પ્રાચી [1]નિગ્ણીઉં વાનીઓ, આવ્યો ઉજેણિ માહિરે
વોશિર વિપ્ર પણિ તિહા મલ્યો, મંગોરાજાસજનનઇસાહિરે–રા ૨૩

કુટુંબ પરિવાર ત્યાહા મની, ચાલ્યો ગુજ્જર ભૂપરે,
ગામ દેરાસરમા આવિયો, દીઠ જોગિઅ રૂપરે–રા ૨૪

કુમરનિરંદ જઇ તસ નમ્યો, પૂછ્યા ચ્યાર અવદાતરે,
સ્નાન નઇ દાન ગ્યાની, કહઇ ધ્યાનની વાતરે–રા ૨૫

સ્નાનનો અર્થ ઘટ નિમલો, દાની ઉવકૃગારીરે,
ગ્યાન તે જીવ નિર્લોભતા ધ્યાન વિષય નિવારરે–રા ૨૬

વચન સુણી નૃપ હરખીઓ, ભલા બોલ કહઇ ચ્યારરે,
સોય પુરૂષ જગિ આદરઇ, જેહનઇ અલ્પ સંસારરે–રા ૨૭

બહુલ કરમી જગિ જીવડા, હણુઇ પરતણા જંતરે,
લોભ વિષય નર [2]વિધુના, લહઇ કષ્ટ અનંતરે–રા ૨૮

ચ્યાર લોભઇ ગતિ ચઉ ભમઇ, નહી મુક્તિનો પંથરે,
માથ યોગીઅ મહી મહઇ ખરૂ, હરખ્યો રાય અનંતરે–રા ૨૯

અનિહિ પ્રમરી સચર્યો, આવ્યો ચિત્રોડ માહિરે,
શાંતિ પ્રશાત્મા જઇ નમ્યો, રામચંદ્ર મુનિ ત્યાહિરે–રા ૩૦

---

૧ હરનિય હાનીો ૨ નેવની.

ખિ કરજોડી પુછીઉં, કહું નગરીની આદિરે;
પુર્વ કથા તે મુનિ કહે, બોલે મધુરડઈ સાદિરે–રા. ૩૧

દૂહા.

મધુર વચન મુનિવર કહઈ, સુંણિ [1]પૃથ્વીના નાથ;
આગઇ રઘુવંસઇ હવો, ચિત્રાંગદ નરનાથ; ૩૨
તિહાંરઈ એક યોગી આવીયો, વાધ વડુઓ તસ હાથિ;
અમૃત ફલ એક લેઇ કરી, દીધું નૃપ નઇ હાથિ. ૩૩

ઢાલ.

મુનિવર મારગિ ચાલતાં—એ દેશી.

નૃપ રજ્યો તવ ઇંમ કહઇ, સુણિ યોગી નાથ;
કવણ વસ્તુ તુહ્મ ચાહીઇં, કહો તે મુખવાત–નૃ. ૩૪
તવ યોગી મુખે ઇંમ કહઇં, સુંણિ પૃથવિરાય;
વિદ્યા એક અધૂરડી, (તે) તુઝથી [2]સધાય–નૃ. ૩૫
સરો રૂપિં રૂઅડો, ગુણ અતિ અભિરાંમ;
બત્રીસ લક્ષણ નર વળી, થાય તેહથી કાંમ–નૃ. ૩૬

ચઉપઈ.

બત્રીસ લક્ષણ કહીઇ જેહ, સુંણયો સહુ સભાપતિ તેહ;
દીહ કપોલ નઇં ત્રીજું મુખ, એ ત્રિણિ પુહુલા પાંમઇ સુખ. ૩૭
નાભિ મત્તનઇં ત્રીજે સાદ, ત્રિણિ ગંભીર લહઇ જસવાદ;
કંઠ, પુઠિ, [3]જંઘાનઇ લિંગ, લઘુથી નર પુજાઇ અંગ. ૩૮

૧ સાંભળિ સુપુરૂષ વાત. ૨ થાય. ૩ છઈઘા.

અંગુલ, દંત, નખ, કેસ તજાય, પચ પાતલાઈ સુખ બહુ [1]આય
તન લોચન કર હીઉ નાક, પાયે લાભે લહઇ ધન લાખ ૩૯

નાસિક ખંધનઇ નરના નખ ઊંચા [2]હીઉ છઇ સુખ
એ પંચ ઉચ્ચઇ અતિ સોભાય, દિન દિન ઉનતિ [3]અતિ થાય ૪૦

અધર આખિ જીભા તાલુ, નર ગુજાની ઉપમ હેતુ
હાથ, પાય તનિ રાતાઈ વર્ણિ, તે સિરિ છત્ર ધરાવઇ ત્રિણિ ૪૧

હાથ હથેલી રગત અત્યંત, તે નર હુઈ અતિ ધનવંત
નીલી મધ્ય પીલી અસાર, [4]હુઇ લંપટ કઈ મંમ આહાર ૪૨

હાથ હથેલી કાલી હોય વહઇઓ પોહુચઇ દુર્ગતિ સોય
અંગુલા તલિ વાયસ પાય મૂલ રોગઇ તસ મરણુજ થાય ૪૩

સલગન અંગુલી મિલી તે જોય તે નર પ્રાહિ કિરપી હોય
છિદ્ર સહિત નર જે આંગુલી, તે નર દાતા હુઇ વલી ૪૪

છત્ર દંડ સહિત આકાર, ચામર રેખા સૌભાગ સાર
તે નર ચક્રિ થાઇ સહી, એ વાત સામુદ્રિક કહી ૪૫

હય, ગય, રથ, વૃષભ, પાલખી, એણી રેખાઈં નર હુઇ સુખી,
આયુધ એક તણો આકાર તે તર નવિ હારઇ નિરધાર ૪૬

ત્રાપો સાયર પ્રવહણુ હોય રૂપ સોવનનો ભોગી સોય
હલ, ઉખલ, મુસલ આકાર, તે નર કરસણનો વ્યાપાર ૪૭

મંદિર [5]પુષ્પ તણી માલાય એણે આકારિ રાજા થાય
હવે નર દંત તણો અધિકાર, સુણુપો સામુદ્રિક વિચાર ૪૮

દંત સહિત બાલક જનમીઆ મઈ સત મહીનામા ઉગીઆ
તે બાલિક કુલનો ખય કરે, મિઇ વરસઇ આવ્યા દૂખ હરઈ ૪૯

---

૧ થાઇ ૨ હુઇ ૩ અધિકી ૪ લોલપટ ઠરઇ મંસ ૫ પુષ્પ

સાત વરસ દશ વરસ મઝારિ, પડી ઊગતઇં ભણું વિચાર;
બત્રીસ પૂરા ઉગઇ જોય, તો તે નર સહી રાજા હોય. ૫૦

જે નરનઇં હુઇ ત્રીસહ દંત, તે નરથાઇ લખમી વંત;
અઠાવીસ દાંતિં હુઇ સુખી, એકવીસ દાંતિ નર હુઇ દૂખી. ૫૧

એકત્રીસથી ઉગઈ ઓછાય, ને તો નર અધમાધમ થાય;
તિક્ષણ દાઢા હુઈ જેહની, નખર પ્રગતિ હુઇ તેહની. ૫૨

નાના કાલા વિરલા વલી, વિસમા દાંત રહ્યા નીકલી;
અધમ જીવ સાંહામુ નવિ જોઈ, તે નર ધર્મ વિહુણો હોય. ૫૩

જેહના દંત અછઇ અતિહિં, અસુધ, ઉપમ તસ મુચકંદહ ફૂલ;
સ્નિગ્ધ સુગધ ડાઢિ હુઇ જેહની, કીર્તિ ઘણી હુઈ તેહની. ૫૪

ખર, હાથીના સરિખા દંત, તે નર ઉત્તમ નઇ ધનવંત;
હરિ કૂર્મના સરીખી પુઠિ, લખમિ પાય પડઇ તસ ઉઠિ. ૫૫

કુંભ કોટિ અને વાટલી, તે રાજા હુઇ મહાબલી;
સૂક વાયસ બગથો નઇ મોર, અસી કોટિ નર [1]દરિદ્ર અઘોર. ૫૬

જસ મુખ ચંદ [2]સરીખુ હોય, તે નર પ્રાંહિં ધરમી [3]હોય;
ઉંદિર, મૃગ સરીખું મુખ, તે પાપી નવી પામઇં સુખ. ૫૭

જીભા કાલી નઈ સાંમલી, તે પાપીથી લખમી ટલી;
જાડી જીભ અનઈ પાતલી, અસતી [4]ભાખી નઈ અતિમિલી. ૫૮

રાતી રસના જેહનઈ હોઈ, ભોજન ભોગ લહઈ નર સોય;
રાતઇ તાલૂઇ રાણી વરઈ, [5]કાલઈ તાલૂએ કુલ ક્ષય કરઈ. ૫૯

પીલી તાલવિ રાય અત્યત, ધોલઇ તાલુઇ નર બલવંત;
કાછબ પીઠ મરિખા હોઇ નખ, તે નર પામઇ બહુનું સુખ. ૬૦

---

૧ દંદ્ર-દરિદ્ર ૨ સરિખું. ૩ જોય. ૪ વાદી. ૫ કાલુ હોઇ તો કુલ ખપ કરઈ.

સુપા ગરિખા જે નખ હોઈ, વાકા લૂખા ધોના સોય,
ચપટા નખ તે નહી નર બના, દૂખીઆ દીન ભમઈ એકલા ૬૧
એક ધારિં નર રાજા થાઈ, બિહ ધારિ ભોગી કહેવાય,
લઘુસકાઈ જસ બહુ ધાર, તે દારીદ્રિ મ કરિ વિચાર ૬૨
વીર્યં મીનગંધ તો સુખી લાખ સરિખઈ ગંધ[1] દૂખી,
દુધ તથા મધુ સરીખો ગંધ, તેહને સ્ત્રીસુ અતિ પ્રતિબંધ ૬૩
કદર્પ્પ કમલ [2]મ સરીખોહોઈ, પૃથ્વી રાજા થાઈ સોય
કદર્પ્પ હવન સરિખો હવઈ, ચતુરપાદપણ ભોગવઈ ૬૪
માસ ગંધ તો હોઇ ચોર, લોહી ગંધ તો [3]ન્યમત અઘોર,
હસ્તીમદ સરીખો ગંધાઈ, ખારઈ વીર્યંઈ દુખીઉ થાય ૬૫
દુધ સરીખઈ વર્ણિં રાય, કાનઈ વીર્યંઈ યોગી થાય,
અધમ વીર્યં (તે) કડવુ કહિઉ, સામુદ્રિક શાસ્ત્રઈ એ લહિઉ ૬૬
વાઘ સિંધ હસ્તીનુ અંગ, તેહનઈ આકારિ જેહનુ લિંગ,
તે ભોગી યોગી નહિ કદા, પાચ[4] ઇદ્રીના સુખ સદા ૬૭
ટુકે લિંગઈ રાજા હોઇ, થૂન લબ દારિદ્રી જોય,
લિંગ પાતરેં અતિ સોભાગ તે નર ઉપરિ નારી રાગ ૬૮
અલતા પરવાન ને રંગિ, રૂધિર હુઇ નર જેહનેં અંગિ,
[4]ભોગી હુઇ નર તેહ ધનાઢ્ય, સોય પુરૂપનુ વડુ નિનાડ ૬૯
લોહી કમલ સરીખુ હોઈ, મહુ કન્યા નર પરણિ સોય,
સ્વાન, ઉંટ, પાડરૂ શીઆન, એણું રૂધિર નર દૂખ ચિરકાલ ૭૦
વાનર(વાઘ)સીંહસરીખાકહઇ, તેહથી લખમી ચાલી [4]વહઇઇ,
નીલ કંઠ, મૃગ, દાદુર પેર, તે નર રાજા થાઇ [5]નેહિ ૭૧

---

૧ મદ ૨ ઉન્મના ૩ તે નર ભોગિને ધનાઢ્ય ૪ વહી ૫ નેહી.

## દુહા.

સામુદ્રિક શાસ્ત્રઈં કહ્યાં, એ લખણ બત્રીસ;
વલી લક્ષણ નીતિ શાસ્ત્રમાં, ભાખ્યા દોહસ વીસ. ૭૨

એકેક સીહ, બગ તણું, ચરણાયુદ્ધનાં ચ્યાર;
પંચ લખણ વાયસ તણાં, સ્વાંન તણાં ખટ સાર. ૭૩

ત્રિણિ ગુણ ગર્દભ તણા, પ્રધાન પુરૂષના ચ્યાર;
એકેક ગુણ આઠે તણા, લીજઇ નર નિરધાર. ૭૪

હંસ, મોર, મૃગ, મીન, [1]માલી, કોલ કોકિલ લોહકાર;
એકેક ગુણહ એહનો ગ્રહઇ, વાધઇ બુદ્ધિ અપાર. ૭૫

## ચઉપઈ

સાહમીક ગુણલિઇસીહડા તણો, એક ગુણહવઈ બગલાનો સુણો;
સંવરઈ ઇંદ્રી રહઇ એક ધ્યાંન, એણી બુદ્ધિઈ નર મિલે નિધાંન. ૭૬

ચર્ણાયુદ્ધના લિઈ ગુણ ચાર, યુદ્ધ કરે નર થઈ હુશિઆર;
જાગે વહઇચો પોખઇ સજન, ભોગ કરઇ બલ જેતું તન. ૭૭

છાનો ભોગ ધીઠાઇપણું, કાલે ઘર કરતો આપણું;
અપરમાદી નવિ છેતરાય, પાંચે ગુણ વાયસ લેવાય. ૭૮

ઘણું જમાઇ થોડઈ પણિ સરઇ, સ્વાંમી ભક્તિ સદા [2]તે કરઇ;
સુનિદ્ર સજ્જને સૂર, સ્વાંન તણાં લખણ ખટપૂર. ૭૯

ત્રિણ્ણિ ગુણ ગર્દભના ચ્ચાર, થાકો વહઇ વાંસઈ ભાર;
તાઢિ તાપ મનમાં નવિ ધરઈ, મન લગે સંતોષઈ ચરઈ. ૮૦

---

૧ મલી. ૨ પણ.

એક દીઠઇ મન ઉલસઇ, હઇડુ વદન હરખઇ હસઇ,
વલી વિકસઇ લોચન દો પ્રેમઇ કરીએ ૫૬

દેખી નર ઉપજઇ નેહો, હુઇ શીતલ ટાઢી દેહો
સહી સનેહી જાણો પૂર્વભવ તણોએ ૫૭

પૂર્વ સનેહ જાણ્યો તસઇ, [1]કુમારપાલ દીઠો જસઇ,
સનેહ રસિ મદનશેઠ [2]ઘેઇ ધરિ ગયોએ. ૫

ભોજન ભગતિ ભલી કરી, કનક થાલ કરિ ગિઇ ભરી
આગલિ ધરી વલી વસ્તુ વિવિધ ભાતિનીએ ૬૦

કુમર નિગ્દહ ચિત્ત ઠર્યો ગૂહા લેઈ નૃપ સચર્યો,
બહુ ફર્યો નગરીમા નૃપ એકતોએ ૬૦

કર્મયોગે મૈનગ થયો, મદનશેઠ મરણઈ ગયો
દ્રવ્ય ગ્રહ્યો નગરી ભૂપઈ તેહનોએ, ૬૧

રમત ગમત કથા પહઇસિ કુમારપાલ આવ્યો ઘરિ,
બહુપરિ તાના દીસે બારણુઇએ ૬૨

પુછઈ કુમર તિહા રહ્યો મદન પુરૂષ આ કિહા ગયો,
જન કહે મરણ થયો [3]તસ શેઠનોએ ૬૩

શેઠ તણે સુત નહી જસે, ભૂપઈ ધન લીધુ તસે,
કરણા રસિઇ રોય [4]કુમરનરેશ્વરએ ૬૪

ધિગ્ ધિગ્ પાપી નૃપ અસ્યા, ફરઈ ભુજગ ભોગી જસ્યા,
નર કસ્યા પરદુખણ કારણિ સરજીઆએ ૬૫

વાઘ ગિધ વિષધર સહુ તેહના મન માઇના બહુ,
ભખઈ સહુ તદુન મચ્છ જીમ મનિકરીએ ૬૬

---

૧ નરદ. ૨ ધરિ લઇ ૩ એ ૪ કુમરનરદ ત્યાહા રોઇરૂએ.

વધઈ મન મયણો યોગ, વંછઈ ધનવંતાં રોગ;
મૃતસોગ [1]વાંછે મૃઢ મસાણીઆએ. ૬૭
નારદ વેઢિ વછે ધણી, દુર્ભિક્ષ વંછઇ કંણધણી;
છલભણી જોતી ચાલઈ શાકિનીએ. ૬૮
દોષિ વંછઈ છિદ્રનેં, અમતી વધ ભરતારનેં;
તિમ મનિ નૃપ વંછઇ મૃત્ય નિરવંસી એ. ૬૯

## દૂહા.

વસ નહી જસ પાછલિ, નૃપ વંછઇ તસ મરણ;
ધિગ્ ધિગ્ પાપી તે નરા, કરતા પરધન હરણ. ૭૦
પુણ્ય યોગ પામું વલી, ગૂજર દેસનું રાજ;
જેહનઈ સુત નહી પાછલિં, તે ધન નહી મુઝ કાજ. ૭૧

## ઢાલ.

કસારી મનમોહઇ એ દેસી–ઉલાલાની.

અસ્યું કહીઅ ચાલ્યો રાય, પાટલપુરમાહિં જાય;
નૃપ ન રહઇ થિર ત્યાંહિં, આવ્યો રાજગૃહિમાહિં ૭૨
[2]જોયાં નગરી આરામો, જોયા શાલિભદ્ર ઠાંમો;
જઈ વઈભાર ગિરિ ચઢીઓ, જિન (વર) પાએ એ પડીઓ. ૭૩
તિહાં થકી નૃપ ચાલ્યો, કામરૂ દેસમાં માલ્યો;
રમતો ભમતો એ રાય, નાગપાટણમાંહિ જાઈ. ૭૪
નગર ભમઈ નૃપ આપો, રાજ્ય કરઇ તિહાં સાપો;
કૌતુગ કુમર નિરદો, આવ્યો જીહાં બાલચંદો. ૭૫

---

૧ વંછઇ.–૨ જોઇ.

જાતિ તે ચર્મકારો બોલ્યો વચા તે સારો
નહી ધન લીઉં એ રાય, વાણુંી પહઇરો એ [1]પાય ૭૬

## દૂહા.

એણે વચને નૃપ હરખીઓ મુધા દિઇ મુઝ દાન
મધુર વચન મુખથી [2]કહઇ, અનઇ આદર બહુ માન ૭૭
દુલહી ગીતવતી સતી કાણો અનઘ સુકુમાન,
દુનહો નાગ સમતા રસિ, માન રહિત ભૂપાન ૭૮
દુલહો નિરધન વિવહાર, સુધતપીઆ થોડા આહાર
દુલહા તે જગિ જાણજો, મધુર વચન દાતાર ૭૯
દાતા ને મધુરો વની, મઇ દીઠઓ ચર્મકાર
ગુણ લેઇ [3]નૃપ ચાનીઓ આગનિ સુણિ અધિકાર ૮૦

## ચઉપઇ

કુમારપાન નૃપ ચહ્નો જસઇં અતિ અબાનન દીઠું તસઇં
લેઈ લુબ બઇઠો તેણુઇ ઠય, કુમારપાલ તિહા આબા ખાય ૮૧
અઢાર ભાર વનસ્પતિ માહિ, અગ્નો સનાદ ન દીસઇ ક્યાહિ,
પચવરણ રસ અમૃત જરનો જમતા રોગ ન થાઇ કિરયો ૮૨
ઘોલીઅ માડાબરીઓ ભરીઓ અમૃત ઘૃત માહિ ભેરનો કર્યો
મેલ્યા હઇથરા અર્થ હરઈસરો, રસ જમતા મઠી મારો ઠર્યો ૮૩
કરઇ સરડ ચાટઇ આગુલી દેખી દાઢ દેવોની ગલી
આબ તણો રસ ઇચ્છઇ સોઇ, જમતા દીપ ન આપઇ કોઇ ૮૪
પુણ્યઇ લહી આબા કાતલી પુણ્યઇ ૧ મોલી તે પાતની
પુણ્યઇ ધાર તે [4]ઘૃતની મિલી, ભવનો રોગ ગયો નીગ્લી ૮૫

---

૧ રાય. ૨ વદે ૩ નઇ સંચર્યો ૪ ધીભી

અંબતણા ગુણ કેતાં કહું, કુરસ કરંતાં બહુ સુખ લહું;
સકલ વસ્નમાં આંબો સાર, દેખીતો સુંદર આકાર. ૮૬

પ્રેમલ જેહને પુહુવિ ન માય, તેણઈ ગધિઈ સુખ સાતા થાય;
પુહૂ તણો કોયલ મનિ ધરઇ, ખાતી બઇઠી ટહુકા કરઇ. ૮૭

પત્ર સકોમલ સહી કહઇવાય, ધરિ ધરિ તોરણિ તે બધાય;
છાયા શીતલ સોય નિહારિ, ફલઇ અંબ તે ઉષ્ણા કાલિ. ૮૮

પવન લૂ અનઇ તડકો તાપ, તેણઈ વિષમ સુખ કાઢઇ આપ;
નદી નિવાણ સૂકઇ જેણિવાર, અમૃત રસ [૧]તબ અબો પાય. ૮૯

જીણ દિન થાકઈ મહીયી ગાય, તેણઇ દિન રસ એ અબો પાય;
દૂસમ કાલિ મોટો દાતાર, વૃક્ષ માહિં આંબો [૨]સહઇકાર. ૯૦

અંબ તણા ગુણ દીસઈ જસા, નર ઉત્તમ અંગિ આંણે તિસ્યા;
તેહની કીરતિ જગિ વિસ્તરઇ, સોય પુરૂષ સઘલામાં સરઈ. ૯૧

અંબ જસ્યો શ્રેયાસ કુમાર, જેણી વેલા કો નહીં દાતાર;
તેણીવેલા દિઇઇક્ષૂરસ આહાર, પ્રતિ લાભ્યો તીર્થંકર સાર. ૯૨

હવડાં એક જગડૂ દાનાર, પડિઇ કાલિ થયો સહઇકાર;
ત્રિણ વરસ કર્યો (અન્ન) સગાલ, મારી ટેલ્યો દૂત દુકાલ. ૯૩

જેણી વેલા હડબડીઆ રાય, અન્ન વરાસઈ અગુલ ખાય;
છત્રપતિ નર હુતા જેહ, જગડૂનઈ ધરિ આવ્યા તેહ. ૯૪

લીજઇ ધન નઇ દીજઇ અંન, વણીગ્ કીજઇ જીવ જતન;
જગડૂ કહે દિઉં અંન અંબાર, ઉ સાહમા કણના [૩]ભંડાર. ૯૫

કણ કોઠાર ઉઘાડયા જસઈ, લીખીત પત્ર નિહાં પગટયાનસઈ;
એ કણ સઘલો પુંણ્યનેં કાજ, એહનો ધન મુઝ લેવા તાજ. ૯૬

---

૧ તવ દીઇ સહકાર. ૨ તે સાર. ૩ કોઠાર.

નરપતિ નર તવ કર્યો વિચાર, આવ્યા જગડુ કહ્યઇ તેણીવાર;
આપો [૧]કણુ મમ કરો વિચાર, ગાંઠા રંક બલ નહીજ લગાર. ૯૭

આઠ સહસ મૂઢા તેણીવાર, લેઇ ગયો વિસલદે રાય;
સિંધ દેસનો રાય હમીર, બાર સહસ મૂઢા દિઇ વીર. ૯૮

ગંજણવઈ મોટો સુલતાન, એકવીસ સહસા મૂઢા દિઇધાંન;
માલવપતિ નઇ સહસ અઢાર, સાહ પરતાપ બત્રીસ હજાર. ૯૯

અવર અનેક પૃથવીના નાથ, જગડૂઈ ઉડાવ્યા હાથ;
સંવત અગ્યાર નઇ બારોતરૂ, દિઈં દાંન જીહાં પનરોતરો. ૧૦૦

અન્ન દુકાલ તે અતિ આકરો, ધૃત અજીરણ માંહિં ભલ્યો;
દૂધ દહીંમાંહિં ડબકાં ખાય, પાણી પૂર તણાયો જાય; ૧

નાઠો દુર્ભિક્ષ જાણ્યો જસઈ, સોહડલા સુત નર ધાયો તસઈ;
લેઇ લાકુઆ આડો ફિરઇ, રોટી મારિ [૨]અવહઇરગો કરે. ૨

કિહાં જાય છો નાસી કરી, કરિ પ્રાક્રમ તું પાછો ફિરી;
જાવા ન દિઉં તુઝનઈ કિહાં, હું બાંધી તુઝ રાખું ઇહાં. ૩

દાંને તરણું લેઇ દુકાલ, છોડિ છોડિ જગડૂ કૃપાલ;
તેં [૩]મુઝને લજાવ્યો ખરૂં, હવે નાવું જીહાં પનરતરો. ૪

અસ્યો કાલ કરી નઈ ગયો, જગડૂનો જસ મહિમા રહ્યો;
શ્રીમાલી વંસે સિંણગાર, જનમ લગે કીધો પરઉપકાર. ૫

અસ્યા પુરૂષ [૪]નર હુઈ જેહ, અંબ સરીખાં કહીઇ તેહ;
અંબ તણો ગુણ બહુ લેવાય, ગુણ લેઇ નૃપ આંબા ખાય. ૬

એતલઈ તિહાં આવ્યો રૂખવાલ, બટક દેઇ મુખિ [૫]દીધી ગાલ;
અરે ! મૂઢ કિમ આંબા ખાય ! બાંધી મસ્તગિ, મુકું ઘાય. ૭

---

૧ અન. ૨ અનેરો કરઈ. ૩ તે મુજ લજાવ્યો હાંસો ખરો.
૪ જગમાંહિ. ૫ બોલ્યો.

અણુજાણિઈં જલ ઝીલેજેહ, અણુજાણિઇ ફલ ખાય તેહ;
અણમિલતઇ સંઘાતિ જાય, મુર્ખ દૂહવઇ પૃથવીરાય. ૮

કૂપ કંઠિ ઉંઘઈનેં સૂઈ, લડતાં સાહમું નવિ જૂઇ;
અણસમઝયો બોલઇમુખ્યથકી, એ સાતઇ નર થાઈ દૂખી. ૯

અણુસમજ્યો બોલ્યો રખવાલ, કુમારપાલ સિરિ ઉઠી ઝાલ;
લેઇ પૂરૂષ હાથિં ઝાલીઓ, અબા થડિ બાંધી ચાલીઓ. ૧૦

જસ્યો અપરાધ તસ્યો નર દંડ, અલ્પ દોષ દુખ દિઇ તે લંડ;
બહુ અપરાધ દેખી નર સાર, થોડી રીસ ન ધરઇ બહુંખાર. ૧૧

સાર પુરૂષ [1]ગૂજરાત ભૂપાલ, માર્યો કુટિઓ નહીં રખવાલ;
અંબાનઇ થડિ બાંધી કરી, કુમારપાલ ચાલ્યો પરવારિ. ૧૨

આગલિ પુરૂષ મિલ્યો ગહઇગહી, ત્રિયા વિયોગઇ યોગી થયો,
વિનય કરી બોલ્યો તેણઈ ઠાય, સુણિ સ્વામી તુ [2]પૃથ્વીરાય. ૧૩

મુઝ ઘરનારી પદમની જેહ, નગર ધણીઇ લીધી તેહ;
તવ મનમાંહિ હુઓ ખિણુખેદ, રાતિ દિવસ હું ન લહું ભેદ. ૧૪

સ્ત્રી સ્ત્રી સરીખી હુતિ થઇગિ, ભગતિ કરતી તેં બહુ પરિ,
મુઝ વીસારી નવિ વીસરઈ, નીર કુભ નિત લોયણુ ભરઈ. ૧૫

દૂહા.

નિત ઝૂરૂં દૂખીઓ ફરૂં, જોઉ તે ગામો ગામિ;
[3]સીતાતણુઇ વિયોગડે, કિમ રોયો જગિ રામ. ૧૬

રામ રડતે વનિ રડું, રડયા તેહ મૃગસાથ;
રોયા તે વનના પંખિયા, ગેના રયણિ વિયાય; ૧૭

---

૧ ગુજ્જર. ૨ પૂરર કથાય ૩ સીતા વિછોહયો રાઘવ, કેમ રોયો વનિરાનિ.

રામ રડઇ લખમણ બુઝવે, ગેહેલા રામ મ રોય;
ગઇ સીતા અમે લાવસું, લે લોટા મુખ ધોય ૧૮

રાઘવ રૂદન તમે મમ કરો, વનિ ગેહેલા ચારયો રામ;
એ જેહવી લખિ આણસ્યું, તેહવું સીતા ધરસ્યું નામ. ૧૯

જલ જલ કમલ ન નીપજે, વનિ વનિ અગર ન હોય;
ધરિ ધરિ સીત ન સંપજે, વીર વિચારી જોય. ૨૦

આભા મંડણ વીજલી, પર્વત મંડણ મોર;
ઘર મંડણ સુભારજા, મુખ મંડણ તબોલ. ૨૧

જસ ધરિ ઘોડી હાંસલી; આંખડીઆલી નારી,
તે ધરિ સદા અજૂ આલડું, મુરખિ તેહ જ નિવારી. ૨૨

એક નર સુખીઆ તે દુખી, જેહનઇ નહિ ઘરિ નારી,
કરિ દીવો કલસજ કરી, કુંણ ઉભી રહઇ બારી. ૨૩

તેણું કારણિ [1]કરઇ રહું, અંન પાન કીઆ તાણી;
આગઇ કિમ ઢાલો રહિઓ, નારી મારૂ કાણી. ૨૪

ઉમયા વાલી ઇશને, સીતા વાલી રામ;
ઢોલા વલ્લહી મારૂણી, રાઘવા વાલી સ્યામ. ૨૫

તિમ મુઝ વાહલી-પદમની, ચઢી પીહારઇ હાથિ;
દિવસ દૂખઇ કરી નીગમું, પણિ નવિ જાય રાતિ. ૨

કનક તણી કચોલડી ભાગી પત્થર લગ્ગ,
સગુણ નિરગુણ સંભરઇ, અમી વગ્રાયુ કગ્ગ. ૨

એણે દુખઇ યોગી થયો, છતું તેણે આધાર;
[2]કુંમરનિરંદ આગલિયસઇ, તે ગઇ પાસઇ નારી. ૨

---

૧ દુનિત. ૨ પાસ.

## ચઉપઈ.

કુંમારપાલ થોડે દિન હસઇ, તિહારઇ બલ માહારૂં ચાલસ્યે;
હવડાં હું યોગી થઇ રહું, સુપુરૂષ વિણુ હું કહનઈં કહું. ૨૨
સુંણી વાત ભૂપતિ ઉચરઈ, જેહની વાંછા તુપણિ કરઈ;
તે મુઝ કુંમરનિરંદહ નાંમ, પણિ કો પુહવુ રાજ ન ગાંમ. ૨૩
નાગો નાગાનઈ સુ કરઈ, દૂખીઇ દૂખીઆ ઝૂરી મરઈ;
તું યોગી નઈં હું ભીખાર, કેહીપરિ કરૂં તાહરી સાર. ૨૪
સુપુરૂષ જાંણી તેં મુઝ કહિઉ, મુઝથી કાંમ [1]ક્રિસ્યુ નવિ થયું;
તું હું જગમાં પુરૂષ અસાર, યાચના ભંગ તણો કરનાર. ૨૫
આસ કરી નર આવ્યા જેહ, વલઇ નરાસ નર પાછો તેહ;
સોય લાજ તેહનઈં નવિ કરી, લજ્જા સોય સાહમાનઈ સહી. ૨૬
સરોવર જાણી નર બહુ ધસ્યા, નીર ન પામ્યા પાછા ખસ્યા;
એણી વાતઇ સર સોય ધિક્કાર, પુરૂષ લણુઇ નહી લાજ લગાર. ૨૭
જે તરૂઅર સુભ ફૂલ્યા ફલ્યાં, અરથી લોક તિહાં ઘણા મિલ્યા;
કાઢિ ગલાવઇ ન દીઈ સોય, લઘુતાપણું તે તરૂવર હોય. ૨૮
જે ધનવંત આ લઇ લે માલ, [2]યાચક મિલઇ તિહાં ગરઢાબાલ;
કર ખંચાઇ નઇ ક્રિરપી થાય, તો જસ મહિમા તેહનો જાય. ૨૯
વિકટ કાંમ સરાનઈં કહિઉ, આલસપણિ જો તે નવિ થયું;
સો પુરૂષ કાયરમાં સરઈં, સૂરપણું ચાલ્યુ તસ વહી. ૩૦
એણઇ દ્રષ્ટાંતઇ સુણિ નર ગુણી, તું દૂખ રોયો મુઝ નૃપ ભણી,
મઇ તુઝ કષ્ટ ન ભાંગઇ જોઈ, તો હું સુપુરૂષ સાનો હોઇ. ૩૧
શાસ્ત્રીઇં વાત મનઈં છઇ સહી, સોય કથા તઈં મુઝનઇ કહી;
તે વિવરી ભાખું ભ્રાત, સુપુરૂષેં ભોલ તજેવા સાત. ૩૨

---

૧ એકે. ૨ યાચક.

ઘર ધરણીની મ કરિસ વાત, ધન ખોયાની મ કરિસ [1]વાત
ઘાત કર્યાની મ કરેસ ગૂજ, કહઇતા દૂખ ઉપજ્જે તુઝ ૩૩
માન ભ્રષ્ટ કુણ ઠામિ થયો, વાત કરંતા મહિમા ગયો,
માન મુહુત ન દીધુ ક્યાહિ, સુપુરૂપ જાંણી રહે મનમાહિ ૩૪
દરિદ્રપણાની મ કરીસ કથા, સોય વાત તુ કરજે ગતા,
જેણી વાતઇ અનરથ બહુ થાય, મ કરિસ કવિ તુઝ લાગે પાય ૩૫

[2]કદીયક સુપુરૂપ આગનિ કહે, નિશ્ચે કામ જો થાતુ લહે,
ઠામિ ઠામિ જો લવનવ કરે, તો તે નર મૂરખમા સરે ૩૬
તુ પંડિત નહી મૂર્ખમાહિ મનની વાત ન ભાખઇ કિહા,
જોતા જોતા ભમતા નેટ, સુપુરૂષ જાણી પામ્યો પેટ ૩૭
જો ભગવતનુ કીધુ હસ્યઇ ગૂજર દેસનુ રાજ મુઝ થસ્યઇ,
તો તુઝ દૂખનો આણુ છેહ, જીમ સુખ પમિ તાહરી દેહ ૩૮
શુભ વચને સંતોખ્યો તિહા જા સુપુરૂપ તુઝ મદિર જીહા,
તાહરી વાત મુઝ નવિ વીસરઈ જીહા લગઇ જીવ કાયામા ધરઈ ૩૮
અસ્યું કહીને ચાલ્યો જસે, શેઠ [3]સરીહો મિલીઓ તસઇ,
કુંમારપાલ દીઠો તેણઈ ઠાય પદ્મ ઝનકઈ જીમણે પાય ૪૦
તામ સરહીઓ મોહ્યો ત્યાહિ આગઈ સ્વામી દીઠયવીમાહિ
કુમારપાલ પગિ પદ્મજ હતુ, ધણઈ કાલે થયુ તવ જતું ૪૧
સહી તું કુમારપાલ મહારાજ, થોડઈ દિવસ તુઝ થાસ્યઇ રાજ,
પંડિત જોતિષીએ સુખિ વાત, અઢાર દેસનો થાઇસ નાથ ૪૨
સ્વામી તવ કરજે મુજ સાર, ફેરી કરતા ગો અવતાર
યોગીનીપરિ ધરિ ધરિ ભમુ, ભૂખ્યો તરસ્યો રાતિ જીમુ ૪૩

૧ તાન ૨ કબહીક ૩ મરહઠો ૪ હોરપે

વલી વાહણુઈ ઉરી સંચરૂ, ખાંધઇ મોટા કોથલ ધરૂં;
મયલછે વસ્ત્રઈ પૃથવી ભમું, ઉદર પુરણા એણીપરિ કરૂં. ૪૪

મધુર વચન મુખથી બોલતો, આનમ અયગ તિહાં ખોલતો;
કુમારપાલ તવ કરઈ વિચાર, વિનયવંત એ પુરૂષ સુસાર. ૪૫

વિનયે દેવ દેવી વસિ થાય, વિનયે નાગનાણું વિખ જાય;
વિનયે વાઘ ગજ બલીઆજેહ, નીચા નમણા થાઈ તેહ. ૪૬

વિનયે કરી ગુરૂ વિદ્યા દિઈ, વિવિધ વસ્ત વિનયે પાંમીઈ;
વિનયે વેઢિ રણિ ન કરઈ સૂર, વિનયે ન મરઇ વીંઠી અંકૂર. ૪૭

વિનયવંત સરહીઓ જેહ, વચને ટાઢીક કરતો [1]દેહ;
સબદ સુંણતાં અતિ આણંદ, હરખી બોલ્યો કુંમરનિરંદ. ૪૮

અરે ! પુરૂષ ! ચિંતા પરહરિ, ગખે તુ મન નિશ્ચલ કરી;
વિનય કર્યો તુઝ ફલસઈ નેટ, હુ રાજા તું નગરી શેઠ. ૪૯

અસું કહી નઇ ચાલ્યો રાય, જાતો પથઈ ભૂખ્યો થાય;
ધૂજે કાયા કરતો દૂખ, ત્રિણિ દિવસ નર વેઠઈ ભૂખ. ૫૦

પેટે પાટા બાંધી કરી, નગરમાહિ ચાલ્યો પરવરી;
તિહાં એક કલબણી સાહમી મલી, કુમારપાલ દેખીનઈ ટલી. ૫૧

પંડિત ભૂખનઇ સરિ નામ, લજાવી [2]મુકયા તેહઇ ઠાંમ;
કુંમારપાલ બોલ્યો ઉલસી, દિઇ રોટી એક થઇ મનિખુસી. ૫૨

તવ તે કલબંણુ બોલી ચગ, દીસઇ હાલી કોઇ જડંગ;
ઉભો અંન માગઇ એણુઇઠામિ, હુ જાઉં સુત ભોજન કાંમિ. ૫૩

અવગુણુ પુંહિઇ જે ગુણ કરઇ, પર અરથઇં નર પોતઇં મરઇં;
અધમજાતિ નર અભખ ન ખાય, પાપી કુલનઇ નહિ હિંસાય. ૫૪

---

૧ તેહ ૨ મુકાવી

ગાઇ, ભઇંસ, બહુ માગી જડી, તેહથી ભની નવિ બાડી બોકડી,
પણિ પોતાની લજ્જા રાખિ, દીન વચન મુખથી નવિ ભાખિ ૭૬
કારણઈ પડઇ જે રાખઈ લાજ, તે નર પામે પોઢુ રાજ,
કવિયણ કહઇ વિમાસિ જોઇ, માગતા સમુ ન માટુ કોય, ૭૭
અસ્યુ વિમાસી ચાલ્યો વની, આગનિ જાતા જાનજ મિલી,
કુમારપાલ વિમાસઇ ત્યાહિ, ચાલી આવ્યો જાનજ માહિ. ૭૮
કીધુ જાનનરી શેઠ જૂહાર, ઉભો તિહા રહ્યો તેણીવાર
જમવા ઉનરી ઉદારે જાન, કુમારપાલ તિહા માડયા કાન ૭૯
કાઠડ બીડી નઇ મજ થયો, વાસો ચોને મનિ ગહગહ્યો,
સકલ પુરૂષ અધોને નાર કુમારપાલ તિહા ધૃઇ પાય. ૮૦

દૂહા.

કબહી માણુસ લાખ લહઇ, ક્બીક લાખ સવાય,
કબીક માણુસ કોડિ લહઇ, જબ વાવ્યો વાઇ ક વાય ૮૧
દૈવ નચાવે જેણીપરિ, તિમ નાચે રંક રાય
કુમારપાલ નર સારીખા, પરના ધૂંજે પાય. ૮૨

સકલ પુરૂષ જમીઆ તેણીવાર, ન કરી કુંમારપાલની સાર;
મૂઢ મતિ નર નારી બાલ, ભૂખ્યો રાખ્યો નર ભૂપાલ. ૮૫
આગઇ હવો એક[1] કિરપી શેઠ, જીહાં જીમ્યો તિહાં કીધી વેઠ;
કિરપી સઘલામાંહિં સરઇં, સગેવર પાલ રસોઇ કરઇં. ૮૬

ઢાલ.

રાગ–ગોડી–રાગ વસંત.

એક પંથી રે, આવી સરોવર પાલિ જમતો;
તેણે અવસરિ રે, લુંડી તિહાં આવ્યો સરોવર ભમતો. ૮૭
નર સાહમુ રે, પહઇલું કરી વિનય વિવેકઇં જૂઇં;
નર કિરપી રે, તિહાં અંસ ન નીપાઇ નિગુણાં સોઇ. ૮૮
તવ બઇઠો રે, લુંડી પગ ઉધા ઘાલી;
નર ભૂંડો રે, તુહઈ તસ રાબ (ન) રોટી નાપી. ૮૯
પછઇં જોતો રે, રોતો તે માગે પુંછ હલાવી;
પણિ પાપી રે, પુરૂષા તસ તુહઈ મહઇર ન આવી. ૯૦
તવ લુંડી રે, સૂતો તે પડતો પેટ દેખાડી;
પણિ રાંકડો રે, રોટી નવિ નાખઇં કડકો ફાડી. ૯૧
તવ ઉઠીઓં રે, આગો નર સાંહમો ચાલી આવેં;
પણિ તોહે રે, દુષ્ટ નવિ આપઇ બઇઠો ખાવઇં. ૯૨
પછઇં કૂતો રે, ભૂખ્યો પગ કણું હલાવઇ;
તે બઇઠો રે, ઝાડઇ તસ કરૂણા નહીં મનમાંહિં. ૯૩
તવ લુંડી રે, લાજ્યો મુંકી આસનઇ તિહાં સૂતો;
તવ વિરૂઓ રે, ખીજી દેખાલ મારઇ વૂતો. ૯૪

---

૧ વરવો.

તવ હુંડી રે, ચાલ્યો તે તિહાં પંથી નઇ રોઇ;
તિમ જાંનવી રે, જગમાં તે સરીખા દુષ્ટ ૧જોઇ. ૯૫

દુહા.

દુષ્ટી તે જગિ જાંણીઇ, મતિ હીણા નર મંદ;
વિવેક હીન જાંણી કરી, ખીજે કુંમરનિરંદ. ૯૬
ચીર પીતાંબર પામરી, સાર પટોલા પટ;
સકલ વસ્ત દ્રવિં લહીઇં, વિવેક ન લહીઇ હટ. ૯૭
વિવેક ફિરયો નરનઇં હીઇ, જે પંડિત દાતાર;
વિવેક ૨શિખ્યો નર જાં નહી, ફિરપી અને ગમાર. ૯૮
ભક્તિ કરી મઇં એહની, એણઇં મુજ ખબરિ ન લીદ્ધ;
વિવેક હીણ જાંણી કરી, કુંમરઇં ક્રોધજ કીધ. ૯૯

ચઉપઇ.

રાંધ્યાં અંન ધાસું વિવેક, વણિગ્ વિવેક ન ચુકઈ રેખ;
અંન પાંન ઘૃત નઈ શાલનું, ભૂપ તણઇ દીધું અતિ ઘણું. ૪

જેણેં દીધુ તેણઇ દેવાય, નદી ખણિ જલ પ્રગટ થાય;
મોટા ડુંગર મધ્ય મઝારિ, ખણતાં દીપ ન લહીઇં વારિ. ૫

ફૂડલીઓ જાતિં દાતાર, નદી સરિખો નર મહા સાર;
શાસ્રસુણ્યાવિણશુભમતિ જેહ, કર્મ યોગે પડઈ છેં તેહ. ૬

### ઢાલ

વિચરત વિચરત આવીઓ, પ્રણમુ શ્રી મંધરજી—એ દેશી.

કર્મ યોગઇ સહઇજી પડઇ એ, આતમ નઇ ગુણ એહ;
દાન શીલ તપ ભાવનારે, પરઉપગારી તેહ આતમજી—
શુભ મતિ આણોરે. ૭

કાંઇ કરજે તત્ત્વ વિચાર, મમ હારીસ નર અવતાર;
કાંઇ કરજે પર ઉપકાર, નર ભવનુ એ ફલ સાર—આ૦ ૮

વિનીતપણું સહઇજઈ અછેરે, જીન પૂજાની ટેવ;
પર અવગુણ નવિ ઉચરઈ, સુપુરૂષની કરો સેવ—આ. ૯

દયા ધણી જસ જીવમારે, દાખિણનું ગુણ સાર;
અલ્પ કસાઇ ઉપશમઇ રે, સહઈજી થોડો આહાર—આં. ૧૦

શાસ્ત્ર સબ્દ સહઈજી રૂચઇ રે, ઉપજઇ આપ વિવેક;
સહઇજીં અંમૃત બોલતો રે, કઠિણ વચન નહીં એક—આ. ૧૧

અલ્પ રાગ નર જેહનઇં રે, સહઇજી થોડો દ્વેષ;
પ્રેમ ધરઇ મનમાં ઘણો રે, દેખી મુનિવર વેષ—આ. ૧૨

હાસ, વિનોદ, કુડા નહી રે, સહઇજઇ થોડો ભોગ;
અલ્પ માંન માયા તસી રે, પ્રાહિં થોડો સોગ—આ. ૧૩

સહઇજી જૂઠું નવિ ગમઇ રે, પ્રાહિં થાડો સાભ;
ભવ્ય જીવ જંગમાં અસ્યાજી, સહઇ જાઇ તેહની સાભ—આ. ૧૪

ગુરૂ ઉપદેસ વિના વલી રે, કર્મ યોગઇ ગુણ હોઇ;
વિવિધ જાતિના પંખીઆ રે, પંચ વર્ણું તન જોય—આ. ૧૫

નીલકંઠ કુણઇ ચીતર્યો રે, કાગ કીઆ કુણઇ શાંમ;
સુપુરૂષને શુક પંખીઆ રે, સહજેં જપતાં રાંમ—આ. ૧૬

હસ્તી દંતુસલ કુણઇ ધર્યા રે, અઘડ હુઆ કિમ ઉંટ;
દિવ્ય રૂપ નર એકનું રે, જનમ તણાં એક ઠુંટ—આ. ૧૭

સીહણી જણિયું બાચડું રે, જણતાં દીઠો [1]સાંપ;
તિહાં થકી અતિ ઉછાલ્યો રે, લીધું મસ્તગિ ભાગ—આ. ૧૮

તેહનઇ કહો કુંણ શીખવે રે, સહઇજતણા ગુણ દેહ;
અમૃત અંબ કડૂઆ કર્યા રે, સહઇજી હુઆ એહ—આ. ૧૯

સહઇજી સુપુરૂષ રૂઅડો રે, સહઇજી નહીં વિજ્ઞાન;
સહઇજી મુખ મધુર લવે રે, સહઇજી દેતા દાન—આ. ૨૦

સહઇજી દાન સુપુરૂષ દીઇ રે, કુંઅરી ઓ સીરાજ;
રાય પ્રશંસી અતિ ઘણું રે, વણિગ વિવેકી આજ—આ. ૨૧

## ચઉપઇ.

### દૂહા

અસ્યું કહી નૃપ સંચર્યો, થોડો દૂસમ કાલ;
એણુઇ અવસરિ જેસંગદે, મરણુ કરઇ ભૂપાલ. ૨૪

### ચઉપઇ

જેસંગ મરણુ કરઇ જેણીવાર, તેગઇં તેડ્યા મંત્રી ચ્યાર;
કૃષ્ણુ દેવ કાન્હડદે જેહ. સાંતુ સાજણુ તેડ્યા તેહ. ૨૫
રાય કહઇ સુણિ [1]મંત્રી વાત, મુઝ કંઠિઇં તુહ્મો વાહો હાથ;
કુંમારપાલ ન દેવું રાજ, અસ્યું વચન ભાખઇ મહારાજ. ૨૬
રાય વચન રાખેવા કાંમિ, કઠિઇં કર વાહઇ તેણું ઠામિ;
તવ હરખ્યો જેસંગદેરાય, મરણ લહી નિજ થાંનકિ જાય. ૨૭
સગા સજન મંત્રીજન મલી, મસાંણુ ભોમિ લેઇ ગયા વલી;
અગર [2]કપૂર સુગંધી સહઇ, આણી વેગ લગાવી ચહઇ. ૨૮

### ઢાલ.

રાંમ ભણુઇં હરિ ઉઠીઇ—એ દેસી–રાગ રામગિરિ.

સોના વરણીરે ચહઇ બલઇ, રૂપાવરણી તે ધુહ રે;
કુંકુમ વરણી રે દેહડી, અગનિ પરજાલીઅ તેહરે. ૨૯
મંાન મ કરસ્યોરે માનવી, કિસ્યો કાયાનો તે ગર્વરે;
સુરનર કિંનર રાણીઆ, અતિ મૃતિકા સર્વરે–માં. ૩૦
જે સિરિ રચી રચી બાંધતા, સાલૂ સખરા તે પાગરે,
તે નર પોઢયારે પાધરઇં, ચાચ દિઇ સરિ કાગરે–માં. ૩૧

---

૧ મોરી. ૨ ધુપ.

જે નર ગજીરે બોલતા ચાવરતા મુખમા પાનરે,
તે નર અગનિરે પોઢીઆ, કાયા કાજન વાનરે—મા ૩૨

ચીર પીતાંબર પહમરણુઈ, કહિઈ કનકના તે હારરે,
તે નર અલિ માગી થયા, જોતાં કાઈ નવિ મારરે—મા ૩૩

જે સિરિ છત્ર ધરાવતા ચડતા ગજવર ખધિરે,
તે નર અંતિરે લેઇ ગયા, દેહછે દોરડા બધેરે—મા ૩૪

ચઉસઠિ સહસ અંતે ઉરી પાયક છનુ તે કોડિરે
તે નર અતિરે એકલા, સૂતા ચીવર ઓઢિરે—મા ૩૫

જે જીના તે તિહા રહ્યુ. પાતિગ પુણ્ય બે સાથિરે,
એહ સરૂપજ દેહનુ. પુણ્ય કરો નિજ હાથિરે—માં ૩૬

જેહસુ હસી હસી બોલતા કરતા ભોજનસારરે
તે નર કાનિ માગી થયા, ઘડતા પાત્ર કુભારે—મા ૩૭

અપકવરણીરે દેહડી, કહલી કોમલ જાધરે,
તે નગ સતારે મધ્યમા પડઇ બરાબડી ડાગરે—મા ૩૮

દેહ વિડંબણુ નર સુણી મ કરિસ તૃષ્ણા તુ લાખરે,
જેસગ સરિખોરે રાજીઓ, બાલી કર્યો તિહા રાખરે—મા ૩૯

ભરત નવાણુભાઇ સાથિ, વાસુદેવ બલદેવારે,
કાલિ સાથ સમેટી ચાલ્યા, સુર કરતા જસ સેવારે–મા ૪૧
ભરત સિંઝીધણુ હરિ હણુ મતા, કરણુ સરિખા કેતારે,
પાડવ પચ કૌરવ સો સુતા, ૧બિરુદ વહતા જેતારે–મા. ૪૨
નન્દ મેગ નઈ ગય હરિયલ, હડીઆ સો પણિ હાલ્યારે,
ગવણુ રામ સરિખા સુરા, કાલિ તે પણિ ચાલ્યારે–મા ૪૩
વિક્રમનન્દ રાય વિક્રમ સરિખા, મદન લોક સિરિ રાણોરે,
સગરતણા સુત સાઠિ હજારહ, સો પણિ ભુમિ સમાણારે–મા ૪૪
ગૂજ્જર દેસ ધણી નરનાયક, સિદ્ધ નામ ધરાવઇરે,
પુણ્ય સ્યુ પૂર્ણ આયસ ત્રુટઇ, તે નર માગી થાવઇ રે–મા ૪૫

## દૂહા.

મરણુ હતુ જેમ ગદે, દેસે વાગી વાત,
એક દિન શ્રવણે સુણી, કુમારપાલ નરનાથ. ૪૬

## ઢાલ.

રાગ–ધન્યાસી–ઉનાનાની

રાય જીહારઇ રગમા બેઠો, કણુ તે શબ્દ પઇઠો,
પાટણિ નહિ કો રાય, પૂજ્ય પાદુકા થાય. ૪૭
ઉઠીઓ કુમરનિરદો, આવ્યો ઉજ્જેણી ઇદો,
મિલીઓ વોશિર વિપ્રો, સજ્જન કુમાર મિત્રો. ૪૮
સજ્જન કુટુમ લેઈ સાથિ, આવઈ દિવસ નઈ રાતિ
પુહુતો સિદ્ધપુરી માહિ કુમર નઇ સુકીર્ત તાહિ ૪૯

૧ ગરવ

## દુહા.

સિદ્ધપુરીથી સંચર્યો, [1]પાટણપુરમાં જાય;
કુમારપાલ નિરંદ નઈ, સુકન અનોપમ થાય. ૫૦
વેશા વહઇલી ને વારિ ઘટ, મદિરા માટી અંન;
એ ઘટ જો સાંહમાં મિલઇ, તો પામઇ બહુ ધન. ૫૧
અગન પુષ્પ દીપક દહી, ઘૃત શ્રીફલ આરીસ;
એ સાતઇ સાંહમાં મિલઇ, તો ત્રિણિ છત્રહ શીષ. ૫૨
જીવ કરેવો ચીવરી, વાંનર હરણાં [2]તેહ;
કવિ અણુ કહઇ નૃપનઇ વલી, જીમણાં જાઇ તેહ. ૫૩
સાંઢ સારસ નઇ ખર તુરી, લાલી ડાવાં હુતિ;
સુકવિ કવિમુખ ઇંમ કહઇ, અફલા વૃક્ષ ફલંતિ. ૫૪
શુકન વિચાર શાસ્ત્રિં ઘણા, સુદણુઇ સુપન અનેક,
પરઉપકાર કારણઇં, વિવરી કહું અશેષ. ૫૫

## ચઉપઇ.

સુકવિ વિચાર સુપન તે કહઇં, પહઇલઇપોહોરિ સુપનંતર લહઇં;
તેહનું ફલ એક વરૃસઇં હોય, બીજે પુહુર આઠમાસિં જોય. ૫૬
ત્રીજઇ પોહોર સુપન નર લહિઉં, તેહનું ફલ ત્રિહું માસે કહિઉં;
ચોથઇ પોહોરિ સુપન જે થયું, એક માસિં તેહનું ફલ કહિઉં. ૫૭
સુર ઉગમતિ વેલા લહ્યું, દસ દિવસેં તેહનું ફલ કહિઉં;
વાત પિત શ્લેષમજ સહી, સુપન હુઇ તે લેખઇ નહીં. ૫૮
ગજ, ગાય, પરવત નઇ કરી, તરુ પ્રાસાદ ચઢઇ પરવરી;
રુઇ, મરઇ, વિષ્ટા ચોપડે, અગમ્ય નિધાન પ્રગટ થઇ જડે ૫૯

---

૧ આવ્યો પાટણમાંહિ. ૨ જેહ.

રાજા, હસ્તી, ઘોડો, ગાય, વૃષભ કંચન જો દેખાય,
તેહને કુંટંબ તણી વૃદ્ધિ થાય, [1]સુખ ભર કાલ સદા તસ જાય. ૬૦

દધિ, તબોલને વસ્ત્ર અમુલ, બકૂલ, જાઇ, કંદુકનાં ફુલ;
મોતી, કમલ, ચંદન ઇ સખ, દીઠઇ લક્ષ્મી લહઇ અસંખ્ય ૬૧

ક્ષીર વૃક્ષ ફુલીઓ અતિ ભલો, તે ઉપરિ ચઢીઓ એકલો;
પછે વલી જાગે નિદ્રા થકી, ધન પામઈ તે થાઇ સુખી. ૬૨

આંબો, બીલી, કોડ નિધાંન, ફલ ફુલીઆ દેખઇ શુભવાંન;
સોય પુરૂષને નિધા ફલે, ફલ્યાં દેખિ સકલ સુખ મિલે. ૬૩

પ્રાશાદ વિષય ખાવાનું કરઈ, પછઇ સમુદ્ર ભુજાઇ તરઈ;
નિદ્રા મધ્ય અસ્યુ દેખાય, દાસ ટલી તે રાજા થાય. ૬૪

કંન્યા, દીપ, ફલ, છત્ર ફુલ, દીઠઇ પામઇ મંત્ર અમુલ;
માનવ પગની માટી ખાય, સોવન પચસઈ લાભજ થાય. ૬૫

બાહુ મંસ ભખે નરકોય, સોવન સહસ લહઇ નર સોય;
મસ્તગ તણી જે માટી ખાય, સોવન લાખ તસ પ્રગટ થાય. ૬૬

છત્ર, ખડગ નઈ વાણહી જોય, સુપને લાધા દેખાઈ સોય,
પંથ કરેવો તેહને થાય, દેસ વિદેસ તે જોતો જાય. ૬૭

પ્રવહણ બઇસી સાયર તરઈ, દેખી સુપન ઉચાવો ભરઇ,
પાછો વલઇ તવ લાવઈ ધંન, તેહથી સુખ પામઈ નિજ [2]તન. ૬૮

પજા સજ્યા દેખઇ નિજ દત, તેહની લખમી સહી નાસંત;
પીડા ઉપજઇ તેહને સહી, શાસ્ત્રિ વાત અસી સાંભલી. ૬૯

ભઈંસા ઉટડી ઉપરિ ચઢી, દખણ દસઈ નર કરતો હડી,
થોડા કાલમાં વ્યાધી તસ થાય, મારઈ કરડઇ રૂમઇ ગાય. ૭૦

---

૧ સુખ ભરી કાલ તેહનો જાય. ૨ મન.

ખર ઉંટઈ અસવારજ થાય, ચઢી સોય દખણ દસ જાય,
અસ્યું સુપન નર દેખઇ સોય, થોડઇ કાલિ તસ મરણજ હોય ૭૧

સરસ વસ્ત નેં ધૃત તેય, અગ વિલેપન કરાવઇ છેય.
સો તેહનઇ વલી વાકુ જોય, મરણ લહઈ નર નિશ્ચઇ સોય. ૭૨

રાતાં ચીવર પહઈરી નારી, રક્ત વિલેપન હાથિ વિચારી,
કાલા ચીવર કાલા વિલેપ, આહલુ મિનઈ કરઇ જમઘરિ ખેપ, ૭૩

ધોલાં વસ્ત્ર સ્ત્રી પહઈરી કરી, શ્વેત વિલેપ હાથિઈં કરી,
સુપને સુતાં દેખઇ અસ્યું, સઘલઇથી ધન આનઇ ધસ્યું. ૭૪

નિદ્રાવસિ નર આપ્યો મિલિ, કોઇક પુરૂષનઇ બાધી વલી,
તેહનઈ પુત્રતણું ફલ જાણઈ, પણિ તેહનઈ ઉચાગ્નુ પડઈ ૭૫

## ઢાલ

તે ગિરૂઆ ભાઈ તે ગિરૂઆ—એ દેસી—રાગ આશાઉરી.

નંદનકું ત્રિશલા દુલરાવતી—એ દેસી

ધોલો સર્પ નઈ જીમણઇ હાથિ, સુપનઇ ડસતો દેખઇરે,
દસમઈ દિવસતે સહસ સોનૈયા, ગણિ વિધ [1]તસ લેખઇરે. ૭૬
સુપન વિચાર સુણો નર સહુ—આંકણી.

કોય પખી નઇ કુરકુતી, સુપનઈં બાધી જાગઇરે,
સોય સુકુલની પામઈ કન્યા, કર્મ ઓગલી બાગઇરે—સુ. ૭૭

સુર શશીનુ મંડપ દેખઈ, હઇડઈ દખ્યં ન ભાયરે;
વ્યાધિ રોગ તમ દૂરિ પલાઇ, દેહ કનકમય થાયરે—સુ ૭૮

---

૧ નર

વૃષભ, તુરંગ, ગજ, રથ સુપનઈં, તે ઉપરિ ચઢી રોઇરે;
દેસ દેસની લખમી આવી, સોય પુરૂષ ઘરિ જોઇરે—સુ. ૭૯
સુપનઈં દધિકો દિઇ આપનઈં, તો ઘરિ ઋધ્ધિ ભરાઇરે;
ઘરિ આવી કો ધૃતઈ નાહઇ, તસ ઘરિ કંદલ થાઇરે—સુ. ૮૦
સુપનઇ દધિ ખાતાં જસવાધઈં, જલો તણો ડંક વારરે;
વીંછી નાગ ડસ્યા તે રૂડા, ધન પામેં પુણ્ય સારરે—સુ. ૮૧
સરોવરમાંહિ નર નિદ્રામાંહિ, [1]કમલપતિ ખીર ખાઇરે;
સોય સુપન જગમાંહિં મોટું, પૃથવીરાય થાયરે—સુ. ૮૨
સુપનવિચાર કહિઓમઈં માંડી, તેહમાં સુપન જે [2]વારૂરે;
સોયસુપન શ્રીકુંમરનિંરદ(ન)ઈં નિદ્રામાંહિ [3]સારૂરેં—સુ. ૮૩

દુહા.

શુભ સુંકનઈ નૃપ આવીઓ, પછી પાટણમાંહિં;
કૃષ્ણદેવનઈં જઇ મિલ્યો, ભગની પ્રેમલ ત્યાંહિં. ૮૪

ઢાલ.

ભમરાની—રાગ ગોડી.

પ્રેમલદેવી પ્રેમસું મન ભમરારે, મુંકઇ જલ અંઘોલ લાલ મન ભમરારે.
દૂર્ગા દેવી તેહમાં મ. ઝીલઈં કરઇ કલ્લોલ લા. ૮૫
કુંમારપાલ જોઇ કરી મ. બોલ્યો મધૂરી [4]વાણી લા.
જો મુઝ રાજ ગુજરતણું મ. એ તું મુઝ અસ્તિગિનાચ લા. ૮૬
દૂર્ગા ઉઠી પ્રેમસું મ. બઇઠી ઉત્તમ અંગિ લા.
નાચઇ કૂદઇનઇ રમઇ મ. શબ્દ કરઈ મનિ રંગિ લા. ૮૭

૧ પત્ર. ૨ મીઠારે. ૩ દીઠારે. ૩ વાચ.

ખેત્રપાલ લખમી તણી સા. મૂરતિ કરાવી દોય-ચુ.
કોલંબપાટણનો જે ધણી સા. બહુ સંતોખીઓ સોય-ચુ ૪૫
જેણઇંયોગીમુખિભાખિયા સા. ચતુર બોલ વિચાર-ચુ.
ડંડ ખપર દિઇ કનકના સા. કંઠિ રયણનો હાર-ચુ. ૪૬
રામચંદ્ર મુનિ તેડીઆ સા. નૃપ લાગો જઇ પાય-ચુ.
સોવન પુષ્પ વધાવીઆ સા. બહુ પ્રસંસો [1]તાય-ચુ. ૪૭
કાસી દેસનો વાણીઓ મા. જેણઇં રાખ્યો ધરિ રાય-ચુ.
સોલગાંમ તસ [2]સોંપીઆ સા. ગૂણ ઓસંકલ થાય-ચુ. ૪૮
બાલચંદ્ર તિહાં તેડીઓ સા. જાતિઇ . તે ચમંકાર-ચુ.
સામંતરાય તસ થાપીઓ સા. આપ્યા ગાંમ તસ બાર-ચુ. ૪૯
સોંય પુફ્ય સંભારીઓ સા. આંબાનો રખવાલ-ચુ.
નિજ વન તાંમ ભલાવતો સા. સુખિં [2]ગમાડઇ કાલ-ચુ. ૫૦
ત્રિંયા વિયોગી જે હતો સા. તે આવ્યો તેણેઇં હારિ-ચુ.
સાસરવાસો બહુ કરી સા. સુપી પદમની નારી-ચુ ૫૧

તેહની વૃત્તિ વધારતો સા૦ રહઈવા મંદિર ખાસ–ગુ.
ગુ. ૫૬
ઉદિર મરણુ જીહાં થયુ સા. એક ભુવન તિહાં સાર–ગુ.
તેહનું નામ તિહાં થાપીઉં સા. ઉદરીઆ વિહાર–ગુ. ૫૭
સુપન પાઠકી તિહાં તેડીઆ સા. જોણઇ કરી રાજની વાત–ગુ.
સોવન સ્નાન કરાવીઉં સા. ગરાસ ગાંમ તસ વાત–ગુ. ૫૮
સિરવિણુ પુરૂષ તણિ કથા સા. જોણઇ કહી પંચઈ નારી–ગુ.
ગામ અકેક તેહનઇ દીઉં સા. વાત વિનોદ સંભારિ–ગુ. ૫૯
સોપ પૂજારૂ તેડીઓ સા. જોણઈ કહી મસ્તગ વાત–ગુ.
સોવન સહમ તેહનઈ દિઈ સા. કંચન ડુંગહવા સાત–ગુ. ૬૦
જોણઈ કરિઓ ગુણ જેટલો સા. તસ સંભાર્યાં ત્યાંહિં–ગુ.
નૃપ સંતોષી [1]ખહુપરિ સા જસ વાધ્યો જગમાંહિં–ગુ. ૬૧
ભૂપલ દેવી, પટરાંણી સા પરણી પદમની નારિ–ગુ.
પદ્માવતિ સોલ કંન્યાસું સા. સા આણિ ઘરિઆરિ–ગુ. ૬૨
અઢાર દેસ પોતઇ ભલા સા. હસ્તિ સહસ ઈગ્યાર–ગુ.
અગ્યાર લાખ વાજી ભલા સા. રંથ પચાસ હજાર–ગુ. ૬૩
બહુતરિ નર બુદ્ધિ ભલી સા. સુરા સામંતરાય–ગુ.
અઢાર લાખ પાલા ભલા સા. આગલિથીઉ જાય–ગુ. ૬૪

ચઉપઇ.

એટલું રાજા કુંમરનિરંદ, પ્રગટ ઉદય જીમ ગગનિ દિણંદ;
સબલ પ્રતાપી મોટો રાય, ચઢી તુરંગમ બાહિર જાય. ૬૫
રંગઈ ભંગ હુઓ તિહાં રાય, કૃષ્ણદેવ હરયો તેણે ઠાય;
મર્મ વચન મુખિ બોલ્યો આલ, કુંમારપાલ સરિ ઉઠી ઝાલ. ૬૬

[1] ચલાવે કામ.

રાખી તામ બનેવી લાજ, કિહા એવુ દિન પહઇસુ આજ,
,અલગો તેડી કરસું કાજ, અસ્યો વિચાર કરઇ મહારાજ. ૬૭

રાજભુવન નૃપ આવ્યો જસઈં, વેગ બનેવી તેડયો તસઈં,
વિનય કરી નઈ બોલ્યો રાય, વડો બનેવી બાપજ હાય ૬૮

એણુઈ હામિ અડમોથડી મારિ, પણિ મમ હસસો સભા મઝારિ,
ગુહ્યહસંતા મુઝ વિણુસ્યઇકાજ, સુભટ કોય ન માનઇ લાજ ૬૯

કર્મ મર્મ નઇ જન્મજ વાત, નવિ કહીઇ પૂર્વ અવદાત,
જીવતણી ગતિ નવિ લહઇવાય, સરીખા દિન નહીં રંકહ રાય. ૭૦

દહા.

સરિખા દિન સરિખા વની, નોહઇ સુર, નર ઈંદ્ર,
જીહા સપદ તિહા આપદા, ચઢત પઢત રવિચદ ૭૧

તરૂઅર સદા નહીં સરીખડા, જે નહિ દોનતિ સાર,
જેહ ચઢઈ નર તે પડઇ, ન પડઇ પીસણહાર ૭૨

જેણુઇ પથર સહ્યા ટાકણા, હેમ સયા લોહ ઘાય,
મુકુટ થઈ મસ્તગિ ચઢયા, જીન પ્રતિમા પૂજાય ૭૩

જેણુઇ વસ્ત્રિ વેદન [1]સહી તે પામ્યો નૃપ અગ
મુક્તાફલ વીધાવીઉ, તે પામ્યા સ્ત્રી સગ. ૭૪

છિદ્ર લહી ચઢિઉ તાવડઇ, વડ ધરિઉ તસ નામ
જસ તેહનો જગમા ઘણો સમરઈ આખુ ગામ ૭૫

જેણુઇ ખાધઇ ઘુમર ખમ્યા તો ધોરી ગુણ ગ્રામ
નદીતર પોદી સાહીઆ, જસ હીણા નર નામ ૭૬

---

૧ લહી.

એણઇ દ્રષ્ટાંતઇ સમઝજે, મમ જે નૃપની આદિ;
એક સાહ નઈ બીજો સેવડો, સું જોઇશ બેની આદિ. ૭૭

નદી નિરંદહ ઋષિ કૂલ, મુક્તાહલ કમલાણુ,
એતાં આદિ ન જોઇઇ, ગુણ લીજઇ ગુરૂઆઇ. ૭૮

ગૂણ લીજઇએ પચના, સૂણયો શાસ્ત્રજ ભાવ;
જીમ દીવો તિમ નરપતિ, બેહુનો એક સ્વભાવ. ૭૯

જેણઇ ઉપાયો દીનડો, ન કરઇ તેહની સાર;
તઈ થાપ્યો નૃપ મુઝ તણઇ, મ કરીસ મૂઝ પતીઆર. ૮૦

ડાકણિ પાસા જીમ કહ્યો, લખમી યોવન [1]કાલ;
શાસ્ત્ર શસ્ત્ર પતીઆર ગ્યો, ખિણમા વયરી થાય. ૮૧

નદી નખ્યો નરપતિ, નારી વચન વિલાસ;
નિર્ગુણ નીલજ નીચનો, સો કીજઇ વિશ્વાસ. ૮૨

નૃપ વારઈ બહુ પ્રેમસું, તુ મમ લોપીસ લાજ,
ભગની કંત વડ નાતરઇ, મઈં સંપ્યું તુઝ રાજ. ૮૩

દૂધે સિચ્યો લીંમડો, તોહે ન મીઠો થાય;
અહિનઈ અમૃત પાઇઇ, તો સહી વિષ નવી જાય. ૮૪

વાર્યા ન રહઈ કૃષ્ણદેવ, સુચઇ પૂરવ ભાવ,
મુકઈ નહીં સુર નર પશુ, આપ આપણો સભાવ. ૮૫

મધુરઇ વચને વારતા, કરતો [2]કૌટિલ વાત;
સુકવિ કહઈ નર સાભલો, રાખ્યા ન રહઈ સાત. ૮૬

કમલા, યોવન, લબાડ, કાલ, અતીસાર, ગજકર્ણ;
પ્રાણી રાખ્યો નવિ રહઈ, [3]જવ આવઇ જન મરણ. ૮૭

---

૧ રાય. ૨ : કુટલ. ૩ નર હે આવ્યું મર્ણું.

રાખ્યો ન રહઈ કૃષ્ણ દેવ, તામ વિચારઇ રાય,
બાંડ બીસ દૂઝઈ તદા, [1]જવ તે પાછુ ખાય ૮૮

## ચઉપઈ.

અસું વિચારી નર ભૂપાલ, તેડયા નર નારી તતકાલ,
અરે સેવકો કહું છુ અહો, કૃષ્ણદેવ મ્હક્ષ જાઓ તુહો ૮૯
તેને અગિ ચોરો જઈ સુર હાડ સવે મ્હરયો ચકચૂર,
લેઇ આગ્યા આવ્યા તિહા, કૃષ્ણદેવ બનેવી જીહા. ૯૦
વિનય મ્હરીનઈ વનગા વાડ, [2]ભરડી ભાજ્યા [3]હાડહાડ,
તેહની મયા કોયસ કરઇ, જીમ જીવઇ નર નવિ મરઇ ૯૧
કૃષ્ણદેવ કરઇ મનિ શોક, જોયો જીભ્યાકેરો દોષ,
જેહની રસના લાબી હસઇ, તે નર નારિ દૂખીઆ થસઇ ૯૨
કમલપ્રભ આચાર્ય જેહ, તીર્થંકર દલ મેલઇ તેહ,
મરણ લહીમુનિ [4]દૂરગતિ જાઇ, તેતો રસનાતણો પસાય ૮૩
પૂરવભવિ શ્રીઋષભ જીણંદ વૃષભ મુખિ [5]ચિતવતા બંધ,
લાગૂં પાપ જો ચોખુ મન, વરસ દિવસ નવિ પામ્યા અન. ૯૪
મરિચિ ભરતતણો સુતજેહ, અસત્ય વચન મુખિ બોલ્યો તેહ,
બહુ સસાર વધાર્યો તિહાઈ, જીવ ભમ્યો તસ ચઉગતિ માહિ ૮૫
વિક્રમ રાજા સાહામુ જોય, જીભઇ બહુ દૂખ પામ્યો સોય,
શનીસરસાથિ સાહનઈ લાવ્યો, થઇ ચઉરગ [6]દૂખડા ભોગવ્યો ૮૬

## દૂહો.

[7]વનમા દાધા રૂખડા, કૂલ્યા દીસઇ કાહઇ,
કુવચન દાધા ન [8]કૂલઇ, સાનઇ હઇડામાહિ ૯૭

૧ જ્યાહારે ૨ ભરડી. ૩ હાડેહાડિ ૪ દુર્ગતિ ૫ ચિતવિર્ત.
૬ સ્યાંનો ૭ દવના. ૮ પલ્લવઇ

જન્મતણી જે પ્રીતડી, એક કુવચનઈ જાઇ;
સુવચન સોય ન વિસરઇ, જીમ સુપુરૂષ નિજ માય. ૯૮

સરગ નરગ મુખ જીભથી, જીભઈ નર સુખ હોય;
જીભા વસિ નહીં જેહની, તે દૂખીઆ ભવ દોય. ૯૯

કૃષ્ણદેવ દૂખીઉ થયો, ધૂજ્ય વેરી સોય;
કુંમારપાલતે સહુ નમઇ, આંણ ન ખંડઇ કોય. ૧૦૦

લખમી લીલા બહુ ધરી, નૃપ ન કરઇ અન્યાય;
અકર નહી જસ [૧]ગામમાં, ડંડ ન લીઇ (બા) રાય. ૧

ઢાલ.

પ્રણમું તુહ સીમધરજી—એ દેસી.

ડંડ નહીં જસ રાજમાજી, ડંડ તે દેવલિ હોય;
બધ નહીં જસ ગાંમમાંજી, બધણુ ભૂષણ સોય;

સુંણો નર ? સાચો કુમરનિરંદ, સુ.
અધિક પ્રતાપી શોભતોજી, જીમ ગગનિઅ દિણંદ–સુ. ૨

બધન બાલી કુંચુઇજી, બધન મસ્તગિ વેણિ;
બધન ઘોટિક પેટનઈજી, પણિ નવિ બંધન કેણિ–સુ. ૩

વંકાઇ લોકમાં નહીંજી, વકા વહઇલી કંમાણિ;
નાના નહિં મુખ લોકમાંજી, ના પર કરવા હાણિ–સુ. ૪

હરખ નહી કો [૨]કહઇનુજી, હરઇ ત્રિયાપર ચિત્ત;
મારિ શબ્દ નહીં ગાંમમાંજી, તે લોહકાર વદંતિ–સુ. ૫

---

૧ રાજમા. ૨ તેહનું.

મારિ શબ્દ ભૂઆ ધરીજી, કઇ દીમઇ રણમાહિં,
કુમારપાલના [1]ગામમાજી, મારિ શબ્દ નહી કીહાઈ—સુ ૬

નગર લોક નપુંસકાજી, પરસ્ત્રી ગમનહ તાજી,
બહુ બોના નર બહુ ધમઇજી, [2]પરગુણ બોલણ માજી—સુ ૭

મુગા વસઇ બહુ ગામમાજી, પર અવગુણ નથિ હામિ,
તસકર બહુ તસ ગામમાજી, ગુણ ચોરેવા [3]હામિ—સુ ૮

દુહા.

ગુણ બોલેઈ સહુ પરતણા, અવગુણ નહી સંસારિ,
વસઇ લોક પુણ્યવંત તિહાં, છિદ્ર રહિત નર નારિ. ૯

ચઉપઈ

છિદ્ર રહીત વસઇ નર ત્યાહિં, છિદ્ર અ છઈ માણુ મોતીમાહિં,
દમન નહી જસ નગર મઝારિ, ગજ અરિ દમન લહઈ તસ હારિ ૧૦

એહો ન દીસઇ કો નર કિહાઇં, રાહુ ગ્રહઈ જઇ રવીને [4]તિહાઇ
અથવા ચંદ્ર ગ્રહણ પણિ હોઇ, કઇ વર વહુકર ગ્રહણઈ સોય ૧૧

અસ્યુ નગર તે પાટણ કહું, ઇંદ્રપુરીથી અધિકુ લહું,
રાજા કુમરનરિંદ જીહા, બાવન હહાજસ [5]નગરસું તિહાં, ૧૨

હેમાચારજ સરિખા જતિ, હેમ વ્યાપ્ણ ઘણા હરી મતિ
હેમબિંબ હરિ મૂરતિ ઘણી, હા મુખિ દાનહ દેવા ભણી ૧૩

હીઇઇ બુદ્ધિ બહુજન વસઇ, અનઈ હસાવઇ આપણ હસઇ,
હરીઆલીના બહુ મહઇ નાર, હડીઆ લોહ [6]તણા વહઇનાર ૧૪

હાકયા વહઈ એહવા નર ઘણા, હાથી હયનરની નહી મણા,
હથી પુધી હથીઆરહ ઘણી હીરા જાતિ હુઈ અતિઘણી ૧૫

હેમ અસુનહદંસ નહિ મણા, હીરા જાતિ પટોના તણા,
હાથિ મોકના પુર જન લોક, હરિ સરિખા નર વસઈ અશોક ૧૬

હેમાચલની વસ્ત અનેક, હાસ નરનઇ છઇહા વિશેષ
હેમતિ રિતુના ભોગી સહુ, હૂમિ લોક વસઇ તિહા બહુ ૧૭

હરી વસી હરિઅડ બહુ વસઈ, હાનિ હીડુ અતિ ઉનસઇ,
હડકતણા છઇહા બહુવહઇનાર, હાર હેરમી હરિ ધન સાર ૧૮

હાની હન નવિ લાધઇ પાર, હડીમાર હડીઆ વરકાર,
હસા હોની હોલા હર્ણું, કો નવિ ઉપાય તમ મરણુ ૧૯

હરિ હમ હોનાઇઆ જીવ, તે સુખીઆ [1]નનિ ચગ્ગ સદૈવ,
હરખી હરિનકી નારિ, હસા ગમની પુગ્હ મઝારિ ૨૦

હસ્ત વદન હય ગતિ હસ્તની, હમહ઼ાઈ હાનઈ ગતિ મનિ,
એ બાવન હહા પુરમાહિ બાવન વના તે દૂરિ ત્યાહિ ૨૧

વિકન વિટન વાકા નર છઇહા, વિસન સાત નિવાર્યો તિહા,
વક્ર વિરોધી નહી પુરમાહિ વિપ્રીત ભાખી મઇયા તિહાંઇ ૨૨

વયરી વિઘન નવી વરૂઇ વાત, વચક નર નહીં વિશ્વાસઘાત,
વહિ પાડા વંચના કરનાર, તે પુરમાહિ નહિ નિરધાર ૨૩

વાસી ભોજન કો નવિ કરઇ, વનર વાણી પુરજન પરિહરઈ
વઢા વઢીઆ નરજે પણિ હતા, ભૂપઇ તે વાર્યા બોલતા ૨૪

વિવા વિરૂઇના જે ધણી, ભૂપઈં તે નાખ્યા અવગુણી
વચન મુખા નવિ બોલઇ કોય, વાદ કુવાદ [2]નવિ બોલઇ કોય ૨૫

વાસના ભુડી જે નર નારી તે નવિ લાભઇ પુગ્હ મઝારિ
વાત નહી છઇહા નઘા તણી કાઢીઆ વઢી મતિના ધણી ૨૬

---

૧ વનચર ૨ ત્યાહા નવિ હોય

વિનીતા જે શીનઈથી ખમઈ, અની નારી તે તિહ નવિ વમઈ,
વલી વિભચારી નર નવિ મિલે, વરણી વરગ થો નવિ ટલઈ ૨૭
પ્રભવઇ નહી વ્યંતર વ્યંતરી, જેણઇ નગરઈ ન વસઇ વાકરી,
વિષધર વીછી સરિખા નરા, નગર થકી તે રહી બાહરા ૨૮
વારુણી પાન તણા કરણહાર વારૂ વાનના બાજનહાર
નૃપ હરી નર્મ વાઢિ જેહ પાટણમાહીથી કાઢયા તેહ ૨૮
વણજ કુવણજ તિહા નવિ હોય વિન રીમઇ નવિ ખાઇ કોય,
વલી પુરૂષ જીહા નહી વિનગણા વિકન નર પ્રાહિ નહી ઘણા ૩૦
વચન વડાનુ ખડઇ જેહ, પુરથી દૂરી ગયા નર તેહ
વાધ્યુ મોનઈ વાર્યો નવિ રહઈ અસ્યા પુરૂષ કા યા તિહા સહઇ ૩૧
વેર વગડ નહી ધરિ ચારિ પ્રાહિ ચોડી વિધવા નારિ
મુનિં મુહી જીહા વાણુકી, સાત રોગ તે પૂરમા નહી ૩૨
પાનો વેદ ન નહી વનવાય, વણુવરાધ્ય(નહી)નસિ કપન થાય
વિષ્ટ કુહાડઇ વાય કુવાય, દોય વસ્ત નહી તેણઇ ઠાય ૩૩
એહ બાવન વરયા વના સુણજો બોન કહુ રજે નવા
કુમારપાનઇ વલી પરહર્યા, બાવન લના પૂર બાહિર કર્યા ૩૪
લઠ લગાડી લાજ રહીત, ચવચક લપટ લખણ સહીત
લોલુપ લુંદિ તણા ખાનાર પુર બાહિર કાઢયા તેણીવાર ૩૫
લક્ષણહીણો લોભી લતખોર લહેણું નાપઇ કઠિણ કઠોર
લોપઇ વચન રાયનુ જેહ પાટણમા ન વસઇ તેહ, ૩૬
લુણ હરામ તણા કરનાર, લસણ કંદ તણા ખાનાર,
લઘુતાપણુ નર પામ્યા જેહ લજાવ્યા નવિ લાજઇ તેહ ૩૭

લપોડસંખ વાસરીઆ હતા, લહલ્છર્ણું જૂઠું જે બોલતા,
લાંબી જીભ અનઘ લાંપડા, સભા ધણી કાઢયા બાપડા. ૩૮
લોચન લુગડાં મયલું દોઇ. ગાવ સભામાં નહી નર સોય;
લત લપડાક અનઇ લાકડી, એ ત્રિણ્યિ નઈ વેલા પડી. ૩૯
લસકરપરની જીહાં નહી બીહીક. લાસી લાવાં ન હણઇ લીખ;
લેસ્યા [1]ભુંડીના નર નહી, લોભી લેણીઆ નાઠા તહી. ૪૦
લિંગ [2]નહાંકઇ લહણઇજીભઇ, તે પાટણપુરમાંહિ નવિ જભઈ;
લોચનાં નાંણ્યાં [3]નહીં નિહા, લૂખા પુરૂષ ન દીસઈ [4]તિહાં. ૪૧
લેહનારા ચોરા [5]પુરૂષ છહા, લૂખસ લિંપાતા વૃછ તિહાં;
લાંઘણ લોટઈ નઇ નર કોઈ. લૂખું ન જમઈ પુર જન સોઇ. ૪૨
લીધો બોલ ન મુંકઇ જેહ, ભૂપઇ હાકી કાઢયા તેહ;
લાયો શબ્દ નવિ જાંણઇ કોય લુંડી સરીખા નર નહીં કોય. ૪૩
લડત ખોર લખ લખતા જેહ, પ્રાંહિ પાટણમાંહિં ન રહ્યા તેહ;
લાંઘા, લેપક લકડકાડ, બાવનમાં તે કહ્યા તિહાં લાડ. ૪૪

દુહા.

લાડ નહી જસ દેસમાં, કાઢયા કહીણુ કઠોર;
પાલિ મધ્ય જઇ તે વસ્યાં, જીહાં ઝાઝાં રહઈ ચોર ૪૫

ઢાલ.

ગિરિજા દેવી નઇ વીનવું–એ દેસી–રાગ–ગોડી.

સાંસો કીધો સામલીયા–એ દેસી.

તસ્કરમાંહિ નર તે રહ્યા રહ, પઠઇ ન [6]કોપ્યો રાય;
સુપુરૂષ તે તાકઇ જસ્યો રહઈ, તસ્ચીન મુંકઇ ધાપ. ૪૬
બાંખઈ કુમર નરેશ્વરરે–એ આંકણી.

---

૧ નર નારિ. ૨ દેખાડ્યુ ૩ નવિમહિ. ૪ કહી. ૫ નર સાહાં ૬ કોપ્યો.

બાહુબલિ તે તાકયો ઘણુંરઇ, પણિ નવિ હણીઉ ભ્રાત;
નિજ કુલ સાંહમું જોઇ કરીરશ, દિઇ સિરિ પોતઇ હાથ-ભાં. ૪૭

ઉદાઇ રાય આગઈ હવોરે, સબલો સોય સુજાણ;
ચંડપ્રદ્યોતન ડાંભીઉરઇ, પણિ હણીઆ નવિ પ્રાંણ-ભાં. ૪૮

અષ્ટાપદ ગિરિ ઉપરિરે, વાલિ ચાંપ્યો પાય;
રાવણ રાય અકલાવીઉરે, પણિ નવિ રાખ્યો [1]તાહ-ભાં. ૪૯

તિમ ઉત્તમ નર નરપતિરે. હૃદય વિચારઈ આપ.
ઉંદિર કુલનું સું મારવુંરે, કોપ્યો ફણિધર સાપ-ભાં. ૫૦

[2]કદલીદલ વનનું બલ કિસુંરે, કોપ્યો જીહાં કોહાર;
ન ખમઈ નાલ તે કમલનુંરઇ; હસ્તી સુંઢિ પ્રહારે-ભાં. ૫૧

કોહલ ઉપરિ સું કરૂંરે, ગાઢ ઘણુ નો ઘાય;
સરોવર પાંણીઅ રેલતાંરે, કીટક કુલ રોલાય-ભા. ૫૨

છાગ, શશા કુલ નવિ ખમઈરે, પંચાયણની ફાલ;
પરાલ પૂલ તે નવિ સહઇરે, દાવાનલની ઝાલ-ભા. ૫૩

કણની જાતિમાં આકરોરે, કઠિણ કોરડ રુઆર;
પણિ ઘંટા મનિ તે કિસ્યોરે, દલત ન લાગઇ વાર-ભા. ૫૪

નર મૂરિખ નબલા સરિરે, મુંકઇ સબલો ઘાય;
કુંભ પ્રહાર તે વજ્રનોરે, કરતાં ન રહે લાય-ભા. ૫૫

### ઢાલ.

લાવની–રાગ મલ્હાર–ઉલાલાનો.

આણ ન ખંડઇ નૃપની કોઈ, પાલઈ નિર્મલ ગજ લાવરે;
એણઇઅવસરિએકગાંધર્વઆવ્યો, જીહા બઇઠો મહારાજ–લા. ૫૮
તેણઇરાગધર્વએકરાગઆલાપ્યો, આયો મેઘ મલ્હાર–લા.
ચિહું દસિથીતવ વીજ ચમકઇ, વૂઠો મેઘ અપાર–લા. ૫૯
વાત સુણી તવ હેમાચારજ, આવ્યા નૃપ નઈ સંગિ–લા.
અત્તમ સુરહ આલાપ્યો આગિ, કાષ્ટ ફુલાઈ મનિ રંગિ–લા. ૬૦
સ્વરનાભેદ કહઇ નૃપ [1]આગલિ, ઉપજવાના ઠામ–લા.
ષડગ રાગ ષટ્ થાનકિં થાય, નામ કહઇ અભિરામ–લા. ૬૧
કંઠ ઉદર રસના નઇ તાલુ, મસ્તગ છઠું નાક–લા.
[2]ષડજનાદ ખટ થાનકિ ઉપજે, હેમ સૂરિ મુખિ વાક–લા. ૬૨
ઋષભ રાગ હિદયથી ઉપજઇ, નાક થકી ગંધાર–લા.
મધ્યમનાભિપંચમ ત્રિહુ ઠામિ, કંઠ હ્રદય સરિ સાર–લા. ૬૩
સિંધુ સોય નિલાડઇ નિરખો, સઘલાઈથીઅ નિષાદ–લા.
ષડજ સ્વરઇ બોલઇમુખિ મોરો, ઋષભ તે કુટ કુટ નાદ–લા. ૬૪
રાજહંસ લવઇ ગંધાર, [3]ગવાલકા મધ્યમ સાદ–લા.
પંચમ કોકિલ સારસ [4]ધૈવત, કીર નિષાદહ નાદ–લા. ૬૫
ષડગ સ્વરઇબોલઇમુખિ માદલ, ગોમહીષ ઋષભજ નાદ–લા.
સંખ થકી ગંધાર ભલે રો, મધ્યમ ઝલરી [5]સાદ–લા. ૬૬
પંચમ ગોહીઆસિ ડમર, મહાભેરીય નિષાદ–લા.
વાજીત્ર જાતિ કહીઇએ સાત, ઉપજઈ સુંદર નાદ–લા. ૬૭

---

૧ આગલ. ૨ ષડ્જ રાગ એણિ થાનકી. ૩ ચાતુક. ૪ સિંધવ. ૫ નાદ.

બાહુબલિ તે તાકો ઘણું રઈ, પણિ નવિ હણીઉ ભ્રાત,
નિજ કુલ સાહમુ જોઇ કરીનઈ, દિઇ સિરિ પોતઈ હાથ–ભા. ૪૭
ઉદાઇ રાય આગઈ હનોરે, મરતો સોય સુલક્ષણ
ચંડપ્રદ્યોતન ડાભીઉરે, પણિ હણીઆ નવિ પ્રાણ–ભા ૪૮
અષ્ટાપદ ગિરિ ઉપરિરે વાલિ ચાંપ્યો પાય
રાવણ રાય અકળાવીઉરે, પણિ નવિ રાખ્યો વૈતાઢ–ભા ૪૯

વચને દેહરૂં થયુંરે, ખાવા લાગોરે મંસ;
તવ [1]બોલીઆરે, સાભલિ રાય સુવંસોરે—નૃ. ૭૮
તે ભૂવન નઠરે, જીહાં સોમેશ્વર ઇસ;
મંસ ન ખાઇઇરે, નૃપ ભ્રમ કર્યો કાંઇ રીસોરે—નૃ. ૭૯
વચને નૃપ હરખીઓરે, ચઢીઉ કુંમરનિરંદ,
નૃપ ફરી તવ તેડીઆરે, સાથિ હેમ સુરિંદ—નૃ. ૮૦
નિત્ય સુખાસણ પાલખીરે, બઇસો મુનિવરરાય,
હેમ કહઈ નૃપ જે જતીરે, તે ચાલિ નિજ પાયરે—નૃ. ૮૧
તુહ્મો આગલિથી સંચરરે, અહ્મો જાસુ ગિરિનાર;
શ્રી સેત્રુંજય આવસુ રે, ઇસ તણઇ દરબારોરે—નૃ. ૮૨
નૃપ ચાલ્યો પાટણ ભણીરે, મુનિ સેત્રુંજય જાયરે;
જીહાં સોમેશ્વર દેહરૂંરે, તિહા બિહ ભેલા થાયોરે—નૃ. ૮૩
એણઇ અવસરિ દ્વેષી ઘણારઇ, બોલ્યા બ્રાહ્મણ એમ,
તુહ્મ નમી નૃપ ઇશ્વર તણઇરે, નવિ નમઈ મુનિ હેમોરે—નૃ. ૮૪
નૃપ[2]ભણઈ સુણો મુનિવરરાઈ, તુહ્મ નવિ માનોરે ઇસ,
એ જગિ મોટા દેવતારે, સઈ નવિ નામો (તહ્મો) સીસોરે—નૃ. ૮૫
હેમ સુરિ મુખિ ઇમ કહઇરે, હરિ, બ્રહ્મા, જીન, ઇસ,
જે સેવ્યો શિવપદ દિઇરે, તાસ નમાવુ હું સીસોરે—નૃ. ૮૬

ઢાલ

પાંડવ પાચ પ્રગટ થયા—એ દેશી—રાગ વિરાગ

મુનિ વચને નૃપ હરખીઉ, બોલ્યો મુખિ તતખેવરે;
હેમ સુરિંદ સરીખો ગુરુ, ઈસ સરીખો મુઝ દેવરઈ—મુ. ૮૭

૧ વાળિઉરે. ૨ કહે

નાદિ મોહ્યા રહ્યા નર નારી, પસુઆ પખી જેહ
જાતો કાન ન જાણઇ દેવા નાદિ લીણા તેહ–લા. ૬૮

સુખીઆનઈ હુઇ નાદ વિનોદી દુખીઆનુ દૂખ જાય–લા
સકલ પ્રાણીનઈ તે મનોહારી કહર્યું દૂત કહાય–લા ૬૯

નવ નવ રસ ઉપાજો નાદ ગાન્ધર્વસામ જસ નામ–લા
પંચમ વેદ બહુ પણિ એહનઈ પથીનો વિસરામ–લા ૭૦

દૂહા.

હઇ હઇ નાદ અપરમપાર સુણતા રીઝઇ લાલ
સરોવર મોહ્યા હંસલા મૃગહ ચરતા ભાનિ ૭૧

નાદ પીઅતો જે મરઇ તેહની કા ઈઇ માય
વિસહર વેધઇ કરડનઇ મૃગહ મેરવા જાય ૭૨

અસ્યો નાદ શ્રવણે સુણી, હરખ્યો કુમરનિરંદ
એહુ કરજોડી નૃપ વિનવે ધન્ય તુ હેમસુરિંદ ૭૩

હેમ સુરિ નૃપ આગનિ, વાચઇ શાસ્ત્ર અનેક,
એણઇ અવસરિ પરદેશથી આવ્યો નર તિહા એક ૭૪

નૃપ વચને દેહરૂં થયુંરે, ખાવા લાગોરે મંસ,
હેમ સુરિ તવ [1]બોલીઆરે, સાંભલિ રાય સુવસોરે–નૃ. ૭૮
જાઇ જોઇઇ તે ભૂવન નઇરે, જીહાં સોમેશ્વર ઇસ;
તિહાં લગઇ મસ ન ખાઇઇરે, નૃપ મમ કરજો કાંઇ રીસોરે–નૃ. ૭૯
એણે વચને નૃપ હરખીઓરે, ચઢીઉ કુંમરનરિંદ,
વિનય કરી તવ તેડીઆરે, સાથિ હેમ સુરિંદ–નૃ. ૮૦
નિઉ સુખાસણ પાયખીરે, બઇસો મુનિવરરાય,
હેમ કહઇ નૃપ જે જાવીરે, તે ચાલિ નિજ પાયરે–નૃ. ૮૧
તુહ્મો આગલિથી સંચરરે, અહ્મો જાસુ ગિરિનાર;
શ્રી સેત્રુંજય આવસુ રે, ઇસ તણઇ દરબારોરે–નૃ. ૮૨
નૃપ ચાલ્યો પાટણ ભણીરે, મુનિ સેત્રુંજય જાયરે;
જીહા સોમેશ્વર દેહરેરે, તિહા બિહુ એકઠા થાયોરે–નૃ ૮૩
એણઇ અવસરિ દ્વીજી ઘણારઇ, બોલ્યા બ્રાહ્મણ એમ,
તુહ્મ નગી નૃપ ઇશ્વર તણઇરે, નવિ નમઇ મુનિ હેમોરે–નૃ. ૮૪
ભૂપ[2]ભણઇ સુણો મુનિવરરઇ, તુહ્મ નવિ માનોરે ઇસ;
એ જગિ મોટો દેવતારે, સહૂનવિ નામો (તહ્મો) સીસોરે–નૃ. ૮૫
હેમ સુરિ મુખિ ઇમ કહઇરે, હરિ, બ્રહ્મા, જીન, ઇસ;
જે એપ્યો શિવપદ લિઇરે, તાસ નમાવુ હું સીસોરે–નૃ. ૮૬

ઢાલ

પાંડવ પાંચ પ્રગટ થયા–એ દેશી–રાગ વિરાગ

મુનિ વચને નૃપ હરખીઉ, બોલ્યો મુખિ તતખેવરે;
હેમ સુરિંદ સરીખો ગુરુ, ઇસ સરીખો મુઝ દેવરઇ–મુ. ૮૭

---

૧ વારિઉરે. ૨ કહે

## ઢાલ

એમ વિપરીતિં પરૂપતાં–એ દેશી.

નરપતિ નર તેડાવીઆ, ખટ દર્શણ ના નાયેરે;
વાતોરે પૃછઇ નૃપ તસ દેવનીએ. ૯૭

એક કહે દેવ નારાયણ, ઇમિ બ્રહ્મા નઇં નમીઇરે;
ભમીઇરે જીમ ન્યારઇ નવિ ખાંણિમાંએ. ૯૮

એક કહઇ સસિ સૂર નઇ, નિત ઉઠી નઇ પૂજોરે,
દુજોરે દેવ ન નમીઇ કો વલી એ. ૯૯

હેમસૂરિં નઇં પૂછીઓ, કહુ મુનિવર તુઝ સાચુ રઇ,
રાચુરે કુણ મગતિ દેખી કરીએ. ૧૦૦

હેમ કહઇ સુણો નરપતી, સોય દેવ નઇં પૂજોરે,
ધ્રુજો રે દોષ અઢાર જસ વેગલાએ. ૧

ક્રોધ; માન, માયા, નહી, મૂરખપણું નહી જેહમાં રઈ,
તેહમા રે મદ આઠઇ જે વેગલાએ. ૨

લોભ નહી જસ દેવમા, નહી શોક નહી પ્રેમ રઇ;
તેમ રે ગતિ અરતિ નિદ્રા નહીએ. ૩

મિથ્યા મુખિ નવિ બોલવુ, નવિ પ્રાણીનો ઘાતો રઇ,
વાતોરે ન કરઇ જે ચોરી તણી એ. ૪

હાસ વિનોદ ક્રીડા નહી, ભવ મચ્છર ને ટાલે રઇ,
ગાલેરે દોષ અઢાર જે દેવના એ. ૫

દેવ અરચો આરાધીઇ, ગુરૂ નિગ્રંથ સાચોરે,
રાચો રે ધર્મ કહીઓ જે કેવલી એ. ૬

જીવ દયા જસ ધરમમા, નહી પ્રાણીનો ઘાતોરે;
નાચો રે સોય ધર્મ તુહ્મો આદરો એ. ૭

## ચઉપઇ

સુર નર નાયક પાય પડઇ, દેવમોખિ અભિમાનિઈં ચડઇ,
પંચસહઈ પુસ્તક પોઠી ભરી, નગરમધ્ય [1]જોણઇ જોયુ ફિરી ૨૫

ઉદરિ પાગ બાંધી કરી, એક કરિ કૂદાનો ધરી
નિસરણી લીધી એક હાથિ, બિરુદાઉલી બોલઇ બહુ ભાતિ ૨૬

પેટ પાટાનુ કારણ કહઇ, મુઝ વિદ્યા ઉદરિં નવિ રહઇ,
રખે પેટ એ ફાટી જાઇ, ઈમ મુખિ બોલઈ પંડિત રાય ૨૭

કુદાલો [2]ઝાલ્યો તે માટિ છાનો પંડિત પર્વત ઘાટિ,
સ્વર્ગ મૃત્યુ જાઇ પાતાલિ, કુદાલઇ કાઢુ તતકાલ ૨૮

નિસરણીનો મહિમા અસ્યો, જે પંડિત આકાસઈ વસ્યો,
તેહને ઝાલી આણી ઇહાં ભૂચર લોક વસઈ જઇછઇહાં ૨૯

તે આવ્યો પંડિત ડોલતો, મુખિ વાણી એહવી બોલતો,
[3]પધર્યો પંડિત નગર મઝારિ પંડિત ઘરિ મુક્યઇ જન ચ્યારિ ૩૦

ખાઇ ખાજા ને પાણી પીઉ, નહી કરિ આવી ઉત્તર દીઉ
એમ કરતો આવ્યો દરબારિ, રાજાઇ કીધી મનોહારિ ૩૧

પંડિત કહઇ રે રાજા સુણો, તુઝ નગરીમા વાદી ઘણો
મુઝ સાથિ બોલઇ છઇ કેય, તુ પંડિત [4]સોધી નઇ જોય. ૩૨

હું [5]હાર તો પોઠી જાય, તે હારિ તો લાગઇ પાય,
એણે વચને બહુ હરખ્યો રાય હેમસૂરિ તેડયા [6]તમ હાય. ૩૩

આવ્યો મુનિવર નૃપ દરબારિ, આવિ બેઠો સભાહ મઝારિ.
કહુ ! રાજા વાદી કુણ નામ, તે સાથિ બોલુ ગુણગ્રામ. ૩૪

---

૧ તેણઇ. ૨ કરિ ૩ ફરતો ૪ સાચીને લેય ૫ હાર્યો
૬ તેણઇ

રાય કહઇ ઝાઝા તે ભલા, તુહ્મો મુનિવર દીસો એકલા;
એકલોસાયર હાર્યો સહી, સોય કથા તિહાં વીવરી કહી. ૩૫

એક ટીટૂડી સાયર સંગિ, ઈંડા પ્રસવઇ મન નઇ રંગિ,
સમુદ્ર વેલી આવી તિહા જસઈ, પખી ઈંડાં તાણ્યા તસઈ. ૩૬

[1]અભિચિ નક્ષત્ર ટીટૂડી જાણી, તેણઇ બલ પ્રાક્રમ બહુ પખિણી,
ધરઇ રેણુકા સાગર મઝારિ, સમુદ્ર જલ લેઇ નાખે બાહરિ. ૩૭

ચંચ દિઇ સાગર જલમાહિં, પગના પ્રહાર કરઇ બહુ તિહાં,
કરી પોકાર મેલ્યા પખીઆ, સારસ હંસ ટોલઇ તિહાં મીલ્યા, ૩૮

બગના વાયસનઇ કોકિલ મોર, ચડી ચાસ નઇ જીવ ચકોર,
લાવા તીતરનઇ ચીબરી, ગીધ પખિણી રોસઈ ભરી. ૩૯

આવ્યો ગુરૂડ તિહા ધરી વિવેક, છપાસી જોયણ પાખ અનેક,
તિણેં પખીઇ બહુ પર્વત ધરી, સાયર જલ નાખ્યા તે ફિરી. ૪૦

અકલાણો ઉદધી તિહા જસઇ, વિપ્રરૂપ ધરિઉ તિહા તસઇ,
આવી નમીઉ પખી પાય, કૃણ કારિણ દિઓ સાયર ઘાય. ૪૧

ગુરૂડ પખીઉ બોલ્યો તિહા, અહ્મ પખીના ઈંડા કિહાં.
આપો કઇ કરસ્યુ સગ્રામ, તુહ્મ સાયરનો ટાલું ઠામ. ૪૨

ધ્રુજ્યો સાયર જે ધનવત, લાવ્યો ઈંડા પુરા તંત,
આપી પાછો વલ્યો જસે, પુરૂષઇ સોય પચાર્યો તસે. ૪૩

દૂહા.

પુરૂષઇ સોય પચારીઓ, સાયર હું ધનવંત,
પખી આગલિ હારતા, લજ્જા હુઈ અત્યંત. ૪૪

ન પખીઉ સાયર ભણ્યઈ, ડુગર તો ગરૂઓય,
ધનહીણા પખી આગલા, કૃણઇ ન ગંજ્યા કેણી. ૪૫

---

[1] તવ આવી તેહની માજણી

માણુહીઆ એ [૧]પખીઆ, પણિ બહુનો પરિવાર,
તુ સમુદ્ર એકનો વડો, નવિ જીત્યો નિરધાર ૪૬
એહ વચન સાયરતણા, ભાખઇ કૂમરનિરદદ,
એ સન્યાસી બહુ મિલ્યા તુઝ એક હેમસૂરિંદ ૪૭
હેમ કહઇ સાચૂ કહ્યુ [૨]મહુરુ હારઇ એક
પણિ હું નહીં નૃપએકનો મુઝ પરિવાર અનેક ૪૮
અરિહંતસિદ્ધમુનિકેવલી ગણધર, સંઘ સુજાણ
[૩]તે પરિવાર સહુ મુઝતણો, જેહની જગિ વડાઈ આણ ૪૯
તુ પણિ ધર્મરાજાઅછઇ, તત્વતણો [૪]તુ જાણ
સાચ પખઇ તુ નરપતી, તુઝથી વચન પ્રમાણ ૫૦

## ચઉપઈ

વચનવાદ ન કરસ્યો સહી, ગમસ્યા અર્થ પૂછો ગહગહી,
પૂછ્યાનો પડ ઉત્તર હોય, સહી પંડિત નર સાચો હોય. ૫૬

### દૂહા

સન્યાસી ઉવાચ —

તુરીઆ તેજ નઇ નદીઅ જલ, પુરૂષ હી વાચા સાર,
સ્ત્રીનું મંડણ આભરણ, ગનઇ મંડલ્યોજ હાર. ૫૭

### હેમ [1]કવિત્ત

કિસ્યો ગય સકલહાર, નારી જો હોય નીલજી,
કિસ્યો તુરિકો તેજ, રહે ચામડી વજી,
કિસ્યો નદીકો નીર વની ઉન્હાલે સુકે,
કિસ્યો પુરૂષ કો બોલ બોલ્યા નહી ચૂકઇ,
નઇતુરીઅ તેજ નિરી અસજ, સવિન નાહો સફણો,
હેમ ન માનઇ તેહ નર, જે પુરૂષહી વાચા ચૂકણો. ૫૮

### દૂહા

[2]યોગી ઉવાચ —

મુનિઆ મંડણ કફડો, પ્રથવી મંડણ પુરૂષ,
પુરૂષા મંડણ લક્ષમી, વચન સોય સહ હર્ષ. ૫૯

### કવિત્ત

હેમવાણી —

કિસ્યો હર્ષ નર ઉર, જો હુ આતમ નહુ રંજ્યો,
કિસ્યો મનાો કછ, ક્રોધ તન ચિતથિ મંજ્યો

૧ ઉવાચ. ૨ સન્યાસી

કિસ્યો પૃથ્વીઇં પુરૂષ, કુમતિઅ નઇં વિજ્ઞાની;
કિસ્યો નર મંડણુ દ્રવ્ય, કૃપણુ ગુણુ નહીઅ નર દાંની.
ન ન કાયા કષ્ટ ન ન નર મંડણુ, કરપી ઘરિ ઇસ્યો ધન;
હેમ કહઇ કિસ્યો વચન સાર, જેહું ન રંજ્યો મન. ૬૦

## દૂહા.

સંન્યાસી ઉવાચઃ—

ઘર પુત્રે રણુ બધવે, કરતું મંડણુ દાંન;
દેવબોધિ પંડિત ભણુઇ, સુકૃત સાર સ્નાન. ૬૧

## કવિત્ત.

હેમવાચઃ—

કિસું સાર સનાંન, હીઉં જો મયલ ન છંડઇ;
કિસ્યો તે પુત્ર કપુત્ર, કીર્ત્તિ જે કુલની ખંડઇ.
કિસ્યો રણુમાંહિ બ્રાત, જેહું દીસો બલગાત્ર;
કિસ્યો કર મંડાણુ દાંન, પોખઇ જેહું કુપાત્ર.
ન ન સ્નાન ન ન બંધવ, પુત્ર કપુત્ર નહિ ઘરિ ભલો;
કરિ કુપાત્રહ દાંનથી, દૂરગતિ રખેલઇ એકલો. ૬૨

તેહના બાંધ્યા જે જગિ લહઇ, તાસ તણો સ્વામી કુંણ કહઇ,
તેહનું વાહન અતિ બલવત, તેણઇ આણ્યો જગિ જેહનો અંત ૬૫
તેહનઇ બાધ્યા જે વસિ કરઇ, તે વહઇયો મુગતિ સંચરઇ;
જન્મ મરણ જરા નદી છીહા, કવિ કહઇ તે સુખ પામઇ કિહાં. ૬૬
એહનો અર્થ—કંદર્પ.

## ચઉપઇ.

હેમવાણી —

શલીમુખ વાહન વાહન જેહ, તેહનું વાહન કહીઇ તેહ;
નેહનો [1]બેટા તેહનું પુત્ર, કંવણ સોય દીઠ મુઝ ઉત્ર. ૬૭
તેહનું ભખણ તાસ સુતાય, [2]તેહનો પુત્ર અલીઉ કહઇવાય;
કહુ કવિ તે સાથિ ઉપજઇ, સો વસિ કીધઇ શુભ ગતિ ભજઇ. ૬૮
અર્થ—[3]મન વસિ કરવુ.

## ચઉપઇ

[4]યોગી ઉવાચ —

સુરપતિ વાહન કેરો સુત, તામ [5]સામિની કેરો પુત્ર;
તાસ પિતા મસ્તગિ જે રહઇ, કુણથી સોય કલકજ લહઇ. ૬૯
તાસ રિપુનો હામજ [6]લહઇ, તામ ધરીનઇ કુણ જગિ રહઇ,
તેહનો કુંણ ઝાલઇ જગિ ભાર, તાસ રિપું ઠાકુર કિરતાર; ૭૦
તેહની નારી સાથિં નેહ, ઝાઝુ દૂખ પામે નર તેહ.
જે નર તેહથી અલગો રહઇ, કોણથી મોય કલકિજ કેહ; ૭૧
દેવ બોધિ કહઇ તે સુખ લહઇ, લખમીછડે તે સુખીયો હોઇ.
એહનો અર્થ—દ્રવ્ય છાડવું.

---

૧ વાહાન ૨ તાસ ૩ મનિ વસિ કરઇ તે સુખી થાઇ.
૪ પ્રતિતોવાચ. ૫ સામાનિક. ૬ કેહે.

## ચઉપઇ.

હેમવાણીઃ—

આદિઅખ્યર વિણ સહુકો જમઈ, મધ્ય ખ્યર વિણ ઞઝી ગમઈ;
અંત અખ્યરવિણ કો મમ કરો, તે અબલા ધર્મિ પરિહરો.

અર્થ—પાવડી.

## ચઉપઇ.

સન્યાસી ઉવાચ;—

સિરિ ઉપનિ કરી જઈ વસી, કૃષ્ણ જલઇ ઝીલઇ ઉલસી;
મુખવિણ જીભા દીસઇ દોય, તેહનું કરિઉં ન લોપઇ કોય.
પંડિતજન નઇ આવિઇ કાંમી, તેહના માર્યા નાવઈ ઠાંમિ;
નપુંસકની નારી થઇ, ઉતપતિ તેહની લોટઇ સહી.

## ચઉપઈ.

હેમવાણીઃ—

આદિખ્યર વિણ હરિની કથા, મધ્ય ખ્યર વિણ લેવું મિથ્યા;
અંતખ્યર વિણ મસ્તિગ જોઇ, તુઝ હરીઆલી ૧એહજ જોય.

અર્થ—લેખણ.

## ચઉપઇ.

હેમવાણીઃ—

સુખીઉ તે જે સમતાવંત, દૂખીઉ તે જે દીણુ કરંત;
ઉત્તમ તે જે સાચું ગમઈ, હીણુ જાતિ તે જે પરનઇ દમઇ. ૬

પૂછ્યાનો પડુતર કરઇ, હેમ વચન [1]સહુકો સદહઈ;
દેવબોધ તિહા ઝાખો થાય, એણઇ અવસરિ તિહાં બોલ્યો રાય ૭

કાંઈક વિદ્યા બીજી રમુ, દેવબોધ ઉઠિઉ અભિનવો;
સ્વાંમી ગારૂડ વિદ્યા રમો, જો હારં તો પોઠી ગમું; ૮

તિણુઈ તિહાં વિદ્યા કીધી અસી, ઉંદિર મોટા આવ્યા ધસી;
હેમઈ ઉડાડયા તિહા સાપ, મંત્ર તણો તિહાં કીધું જાપ. ૯

તવ પંડિત તેડયા બિલાલ, રાજ સભામાં થયો કલ્લોલ,
હેમઈ તેડાવ્યા માજાર, નાઠા નોલ નવિ કરિઓ પ્રહાર. ૧૦

પંડિતનું મુખ ઝાંખું થયુ, દોકટ માન સભામાં લહ્યું;
હવઈ મુનિવરનઈ કિમ જીપસુ, દેવબોધ ; વિમાસઇ અસુ. ૧૧

વિગર ચિંત નર હુઓ જીંમ, કુંમારપાલ નૃપ બોલ્યો તાંમ;
સ્વાંમી તુ વાહણે આવયો, રાજ સભામાં પ્રગટ થયો. ૧૨

### દૂહા.

એણે વચને પંડિત વલ્યો, આવ્યો જવ પરભાતિ;
ધર્મ કથા કહઇ નૃપતણુઇ, રંજ્યો પૃથ્વીનાથ. ૧૩

સૈવ ધર્મ વખાણીઓ, દેવ વખાણ્યો ઇસ;
ગુરૂ સંસારી બંભણા, તીર્થ ગંગા નીર. ૧૪

---

૧ સાચું.

ગંગા ઝીલું હરિ નમું, જંપું તો બ્રહ્મા નાંમ;
અસ્યા વચન પંડિત કહઈ, સભા વિસરજી તાંમ. ૧૫

## ઢાલ.

વાસુ પૂજ્ય જીન પુણ્ય પ્રકાસ્યો—એ—દેસી—રાગ—આશાઉરી.

સભાવિસરજી સહુ કો વલીઆ, નૃપ તેડઇ દેવબોધો;
વાત વિનોદ કરતાં આવ્યા, દેહરાસરિ બહુ યોધો. ૧૬

કુંમારપાલ શુભ સ્નાન કરીનઇ, પૂજઇ હરિ પ્રતિમાંઇ;
શાંતીનાથની પ્રતિમા પાસઈ, પ્રણમી લાગો પાય. ૧૭

દેવ બોધ સંન્યાસી તિહારઈ, ખીજી બોલ્યો તાંમ;
ચંપાવન વચ્ચે સ્યો ધતુરો, જીન પ્રતિમા કુંણ કાંમિ. ૧૮

આદિ ધરમ સૈવ એ તાહરું, ઇશ્વર તાહરો દેવ;
શાલિ દાલિ ધૃત છાંડી રાજા, ઘઈંસ તણી સી ટેવ. ૧૯

માતાનું થન પાંન તજી નઈ, વિરહી નઈ કુણ ધાવઇ;
મણિ મુક્તાફલ હાર તજીનેં, કાદરડા કો ઘાલઇ. ૨૦

ગંગા નીર તજી કો રાજા, વહું નીર કાં પીજઇ;
ઉંચ પુરૂષની સંગતિ મુકી, નીચ તણી કાં કીજઇ. ૨૧

## દૂહા.

જૈન ધર્મ જીન બિબ નઈ, મિહુકરિ આઘા ઠેલિ,
હરિહર વિપ્રા ગગાજલ, શૈવ ધર્મ મ મેહલિ ૨૪

## ઢાલ.

રાગ-ધન્યાસી-દેખો પુણ્ય પ્રધાન-એ-દેસી.

કહિઉં ન માનઈ રાય, તવ દેવા પ્રરતગિ થાય,
હરિ, હર, બ્રહ્મા જેહ, ત્રોહે મુખિ તે બોલીઆએ. ૨૫

સાભનિ કુમરનિરદ પૂરવ ધર્મ ન છડીએ,
જગમા તત્વ વિચાર, હરિ હર બ્રહ્મા જાણીએ ૨૬

પ્રીત બાધઇ જવ દેવ, પિતરીઆ સાતઇ આવીઆએ,
મુખિ કહઈ કુમરનિરદ, અવર ધર્મ તુ મમ કરઈ એ. ૨૭

દુર્ગતિથી ઉધાર, એણુઇ ધર્મ અજ્ઞાનઇ થયોએ,
મ કરિસ બીજો એય, જો હુઇ અહ્ય કુળ તણો એ ૨૮

અસુ કહી કુલ સાત, દેવ સધાતિ ઉત્પતા એ;
ભૂપ તણુઈ ચિતાય, તેડયો ઉદયન વાણીઓ એ. ૨૯

## દૂહા.

તેડયો ઉદયન વાણીઓ કહી તસ પૂર્વ કથાય,
મત્રી કહઇ ચિતા કસી, જો સિરિ મુનિવર રાય. ૩૦
જઇ જણાવ્યુ સુરિનઈ, ભાખ્યો સહુ અવદાત
મુનિવર કહઇ ઈહા આણુયો, જવ હુઇ પ્રભાત. ૩૧

## ઢાલ

રાગ મલ્હાર ચતુર ચડ્રાનની એ દેસી

ઉગીઓ સુર સોહામણો, હુઉ પ્રેતવ પ્રભાતરે
ઉદયન કુમરનિરદસુ, નિજ ગુરૂ વંદઇ જાનરે ૩૨
કુમરનિરદહ કેસરી જોહવો ગગનિ દિણુદરે,
બહુ પરિવારસું પરિવર્યો, જાણે પુનિમ ચદરે–કુ ૩૩
ગુરૂ વદન કરી નૃપ ઠવઇ સુણઇ ધર્મ કથાયરે,
મુનિ કરઇ પવનની સાધના રિઝવવા નિજ રાયરે–કુ ૩૪
ગાદી માત આસણુ તજ્યું, બઇઠો તિહા ઋષિરાયરે,
ગુરૂ થા અતરીક આસણુઈ નૃપનઇ કૌતુગ થાયરે–કુ ૩૫
મધુર વચન દીઈ દેસના કરજ્યો જીવ દયાયરે,
જગુ ઢરે નૃપ પરતણા, સુખી તે નવિ થાયરે–કુ, ૩૬
દેવ અસ્યોગ્ય આરાધીઇ નહીં કામ કષાયરે
ગુરૂ નિગ્રથ નઈ સેવીએ, જીમ ભવના દૂખ જાયરે–કુ ૩૭
કુગુરૂ, કુદેવ, કુધમનો, નવિ કીજીઈ સગરે,
મુરખિ માનીએ કિમ તરઇ, જેહનઇ એહસું રગરે–કુ ૩૮

તત્વ વાત બુઝઇ નહીં, દેવ સહુકો કહઈં;
હેમ કહઇરે સુરખિ ઘણા, દેવ ન કો સાચો [1]સહઇ. ૩૯

આક, ધતૂરીઓ, અગથીઓ, પૂજ પાતરી ચઢાવઈં;
રૂંડમાલા ગલમાંહિં, ઇસ તવ ખુસીઉ થાવઇ;
ऋद्धि પોટલા રાખ, બયલ એક ખાંડો બાંડઉ;
ઘરિ ઘરિ માંગે ભીખ, કહું દેવ કઇ ગાંડો !;
બોલો બોથો સહુકો કહઈં, બોલો તે સાચે સહી;
હેમ કહઇ નઈ દેવ, દેવપણું ચાલ્યું વહી. ૪૦

વ્યાઘ્રચર્મ પાથરઈં, હાથિં ડમરૂ વજાવઇ;
આગઈં રૂપ અપાર, ઉર ભભૂત લગાવઈં;
પૂરઇ સીંગી નાદ, સીસ બહુ જટ વધારઈં;
મસ્તકિ રાખે ગંગ, ધ્યાન ચિત્ત ઉનસું લાવે;
નામ ધરાવે દેવતા, કરણિતા એહવિ કરઈં;
હેમ કહઈ એ દેવ નઈ, પૂજત હી કહો કિમ તરઉ. ૪૧

ઇસ ન પૂજ્યો દેવ, ભીખ [2]જોગેઇ ઘરિ ઘરિ માગી;
જોરૂ આગઈં નાચિ, હુઆ સો બડા અભાગી;
અફીમ ઓર વછનાગ, ભંગ બહુ ખાવઇ ભંગી;
જોગી કહાવઇ આપ, પૂજાવઇ લોક કુલિંગી;
કાંમ જલાયા જાગી કહઇ, ત્રિયા વિના નહી એકલો;
હેમ કહઇ [3]રે નૃપતિ, ઇશ્વર દેવ તે નહીં ભલો. ૪૨

દૂહા.

ભયો નહીં એ દેવતા, તારઈ નહીં નૃપ તોય;
અગનિ હરિ જઇ અબિકા, જગમાં જૂઠું જોય. ૪૩

---

૧ કહિ. ૨ રહ્યો ઉભિયા પગિ લાગિ. ૩ સુણ.

દુહા

અપન્ય યુદ્ધ નવિ દો કરઇ, સિંહ રણિ જૂઝઈ રાય,
એણઇ અવસરિ નૃપ પૂરણો. ચિતમા ચિતા થાય. ૮૬
અપન્ય યુદ્ધ કર્યા વિના, કિમ વસિ થાસ્યઇ રાન.
બુદ્ધિ આસી પરિ કેવલુ, જીમ નૃપ નાગે જાય. ૮૭
જીમ જીવ ખોલ્યુ જૂવટઇ, તિમ પણિ રણિ સંગ્રામ,
કાંયક કપટ કર્યા વિના, નવિ જીતુ એણઇ ઠામિ ૮૮
પૂરણ વિચારી આપ મન, લીના કનક રતન,
કુંભપાનના સુભટ નઈ, વહઇચી આપે ધન ૮૯
કામણ મોહણ વસિકરણ સોહે કાજ સમરથ
જેણે દીઠે મુનિવર ચવે, તરૂણી પસારે હત્થ ૯૦
સોવન ધન સુભટઈ લીઆ, ન કરઇ ઉંચો હાથ,
સેન સિંઇ ચિત્યુ દેખિ કરે, ચિતા રઇ નરનાથ ૯૧
નૃપ દુખિઓ દેખી કરી, બોલ્યો સામન માહાત,
સુર સિંઇ ચિત્યુ દેખિ કરી, ચિતા સી નરનાથ ૯૨
જીહા લગઇ તુ ઉભો નહીં, જીહા લગઈ કલિપ ચાવણ,
જીહા લગઇ હું સેવક અછુ, તિહા લગઇ ચિતા મ આણિ ૯૩
ત્રિભુ ત્રિભુવન નઇ ત્રિણિ જણ જીપીસુ એક એક,
સુર થઇ સાહમો થયો, ચિતા મ કરો રેખ ૯૪
અમો થોડા રિપુ ઘણા, કાયર ઇમ ચિંતેય,
એકહ સૂર્ય ઉગતા, તારા કોડિ છગેય ૯૫
સુર સુભટ નર પંચ જણ, કાયર સો પચાસ,
આવી પડયુ સનિ આપણઇ, મુકિ પીઆરી આસ ૯૬
સિંહ ન જુઇ ચંદ બલ, ન જુઇ ધરની રિદ્ધ,
એકલો આખામજે, જાહ આદગ તિહા સિદ્ધ ૯૭

વાજા વાગે જાણુ મિતો, જણાવો અપાણ,
મુઝ દીઠઇ જો ડગ ભરઈ, તો જણુથી અપ્રમાણ ૯૮
સીહ કહઈ હું વનિ વસુ, મુઝ છેડીઉ પરિમાણ,
અવરિ ભગ્ગા કુ ધણી, મુઝ ભગ્ગા નહીં ઠાણ ૯૯
સિહડા મોટિ આખડી, પર માર્ગો ન ખાઇ,
પેહેનિ ત્રપે ન ચૂકિયે, ભાગ્યા કેડિ ન થાઇ ૧૦૦
એહ સભાવ સીહડા તણો, સુરતણો ગુણ એહ,
દિલગીર દલ દેખી કરી દિહઇ સુહ્ડખઇ દેહ ૧
ચદ તણુ મુખ દેખતા, વાધે ઉદધિ નીર,
સબલ સેન નગ દેખતા, બહુ વાધે બનવીર, ૨

શ્લોક.

વિદેસે વિદ્યા મત્રો ધરે મત્રો સુભારયા
સગ્રામે ભુજા મત્રો, અત કાને જિનનામ ૩
અત સમય અરિહત સરણ, રણનઇ સમઇ ભૂજાય,
ઢોલ દમામા વાગતઈ, સૂર કુર્પ ઉચ્છાહ ૪
રણિ વાગઇ સગ્ણાઇઆ, પાખરઇ કેકાણ
સૂગ ધરિ વધામણા, કાયર પડીઆ પ્રાણ ૫
દેખીતા ડુગર જસ્યા, કામિ કાયર થાય,
પડઇ ઉગમણી ખુબડી, તો આથમણા જાય. ૬
કાયર મલિયા કેડિ, ગડિ ખત્રિ આણો'
આઈ નઇ આધ વધારતા વઢ્યાની વાત ન જાણે
હગણ ધરે હથિયાર, વાટમા વાકા ચાલે,
સ્હામા ગસે ગો સૂર, વદન તે વાડિમા ઘાલે.
લોહી દીઠે ચઢે ચીતસી, મસ્તગી પુજાનો દાવો ધરે
ભડતા ભડે ભગાણ, માર્યા પહેલા તે મરે ૭

માર્યા પહેલા તે મરે, ખોહે વડાનું નામ;
પેડે કામિ કાયર થિયો, વદન ઉગ્યો તેણે શ્યામ. ૮
એક પતિ નહી બીજું પ્રાણમું, રાખ સકઇ તિહાં રાખિ;
જે ઉતર્યાં અધપાયકઇ, વલતું ન ચડઇ લાખિ. ૯
તેણઈ કારણિ સામલ કહઇ, સાંભલિ કુંમરનિરંદ;
તાહરો જસ જગિમાં ઘણો, તું મમ પાડેસ મંદ. ૧૦
સુર થજે તું સિંહયરિ, લીઉં તે કરજે હાથિ;
આપણનંઇ નહી ભાજવું, રાજ દીઉં જગનાથ ૧૧
કુમારપાલ મમ ચિંતિ કરી, ચિંત્યું કિંપિ ન હોય;
જેણઈ તુઝ રાજ સમર્પિયું, ચિંતા કરસ્યઇ સોય. ૧૨

સુભટ ખોજ દેખઇ તસ હાય, તુહઇ ધ્યાંન ન ચૂકઈ રાય;
મૂરતિ તણીપરી હઇ થિર થઇ, કિમ મુંકઇ વ્રત અંગિ ગ્રહી. ૨૦

કિમ સુપુરૂષ છીવઇ હેલીઓ, કિમ સાકર થાઈ એલીઓ;
કિમ મૃગપતિ રણિ નાઠો જાય, કિમ લીધું વ્રત મુંકઇ રાય. ૨૧

કિમ પૃથવિ હાલઇ જગિ મેર, કિમ દીપકથી હુઇ અધેર
કિમ સોનું અગનિથી બલઇ, કુંમારપાલ વ્રતઇ કિમ ચલઇ ૨૨

દુહા

લીધું વ્રત નવિ મુકીઉં, નિજ મન રાખ્યું ઠામિ
પડિકમણું પુરૂં કરી, ઉઠિઓ યુદ્ધ કામિ ૨૩

ચઉપઈ

જઇ વકાર્યો નૃપ પુરણ, સજ થાજે તુજ આવ્યું મરણ
મુકે પહઇલો મુઝ સિરિ ઘાવ, પાછલિ ચોટી કરું હું રાય ૨૪

મુઝ તુઝ વયર અછઇ એણઇ ઠામિ, સુભટમરાવઇ કેહઇ કાંમિ;
ઉતરી હેઠો થાઓ સહૂ, અવર પુરૂષ સું નહી મુઝ કહૂ ૨૫

એક ચિંતઇ દીઠો જવ રાય, પુરણ વિમાસઇ તેણઇ ઠાયિ;
તેહ્યો દૂત જે સબલો સાદ, તેણઇ નિહા મુકયો સિહનાદ ૨૬

તેણઇ નાદિ ગજ ભાગો જસઇ, બુદ્ધિ વિમાસઈ ભૂપતિ તસઈં
કમરબંધ તિહાં છોડી કરી, કાને ધાલ્યો લોચો કરી ૨૭

તવ હાથી હુઓ હુશીઆર, મારઇ દાંતે સુઢિ પ્રહાર;
ચાલ્યો ગજવર આવ્યો ત્યાંહિ, પૂરણરાયનો મયગલ જીહાં ૨૮

ભૂપઇ ભૂપ મિલ્યા જેટલઇ, કુમર સજ થયો તેટલઇ
હાથી ઉપરથી ઉછકત, પૂરણરાય સોર [1]પડીઓ દુરદાંત ૨૯

કુંમરનરિંદઇ [2] ઝાલ્યો પૂરણ, જીમ સીહઇ સબલઈ દુબ્બલ હર્ણુ;
તેણીપરી ઝાલ્યો રાજા તિહાં, બાંધી ઘાલ્યો પાંજરમાહિ ૩૦

---

૧ ધોયુ ૨ સાહ્યો.

ત્રિણિ લાખ અસવારજ હતા પચ સહઈ ગયવર ગાજતા
લાખ દશ પાયકનો ધણી, કુમરનિ દઈ કર્યો રેવણી ૩
બાધ્યો નૃપતિ અવનઇ બધિ, આયા ગૂજરદેશઈ સધી
આવી બઇઠા પાટણમાહિ, વેગ બનેવી આણ્યો ત્યાહિ ૩૨
કુમારપાલ પધાર્યો ત્યાહિ, નાજ્યો પૂરણ સભાસુ માહિ
સમન ક્રોધઇ મનમા ગ્યા કિસ્યુ કરઇ જે પરવસિ પડ્યો ૩૩

ઢાલ

રાગ આશાઉરી અવસર આજહેરે, એ દેશી

પરવસિ બહુ ખમઈ રે, પણિ લેખઇ નહીઅ નિરધાર
નવિ પામઇ મુગતિ દુવાર, નવિ થાય સુરપતિ સાર
વ્યતર ભુવનપતિ અવતાર " " ૩૪
પરવસ દૂખ ખમતા અતિ ભારી, ટાઢિ તાપ સિર ભારો
ભુખ તરસ ખમતા નર પોઢી, ઉપરિ સહહતા મારો પ ૩૫
પરવસ વચન ખમતા નર કેતા જણુ જો(ય)ણા સો જાય
ડસ મસા મચ્છ કરડઇ કેના, રણિ સહઇતા લોહ[1] ઘાય ૩૬
પરવસિ સ્રી સગ વિના બાજઇ શ્રેણિક મચ્છ ન ખાય
વિણુ પાઇ વ્રત પરવસિ પાલઇ, લેખઈ તે ન ગણાય ૩૭
મન વિણુ તપ જપ કિરિઆ ખોટી, કોકટ કષ્ટ કરિ જઈ
મન વિણુ દાન દીઇ તે મૂરખ, મુગતિપુરી નવિલીજઇ ૩૮
મન વિણુ જીવ ઉગારો જગમા, કાલગસૂરીઓ નામ
મન વિણુ દાન દીઇ તે કપિલા, બેહુના ન સર્યા કામ ૩૯

દુહા

પરવસિ ખમતા પ્રાણીઆ મેક્ષનણુ ફલ ન હોય,
મન વિણુ નર પખી પસુ કષ્ટ મ કરસ્યો કોય ૪૦

---

[1] ઘણુ

ઢાલ.

રાગ-ધન્યાશ્રી કુહેણી કરણી; એ દેશી.

પરવસિ કાયા કષ્ટિઈ ફ્લ હોય, તો રોગી સુખ પાવઈજી;
દેહી પખાલી જો નર નિર્મલ, તો મચ્છ જલમાં આઈવઈજી. ૪૧
પરવસિં કાયા કષ્ટઇ કેતાં, મુગતિ તણુઇ નહીં કામિંજી;
ગુરૂ ઉપદેશ સુહાયા નર કેતા, તન ઉડઇ પુણ્ય ઠામિંજી. ૪૨
ભસ્મ લગાડી જો હુઇ છૂટક, તો ખર છાહારઈ લોટઇજી;
મન વિણુ ઊતિ કરી સુખ પામઇ, ચાતુક સરિ નવિ ખોટઇજી. ૪૩
મન વિણુ જટા વધારઇ સુખીઆ, તો વટ મુગતિઇ જાયેજી;
ઉધઇ મુખિ રહઇ તિહા ઋદ્ધિ પામઇ, વાગોલ વૃક્ષઇ ટંગાયજી. ૪૪
પરવસિ નગન ભૂમિ દૂખ ભાગઈ, તો પસુઆં સુખ થાયજી;
પરવસિ મુની રહઇ બગ પંખી, જનમ મરણ નવિ જાયજી. ૪૫
પરવસિ ગાઢિઈ તરતા દીસઇ, તો બહુ સંખ પુકારઇજી;
કાયા છેદ કરી સુખ હોઇ, તો સુરા સરિ હારઇજી. ૪૬
પરવસિ અગ્નિ ઝંખઇ સુખ પામઇ, પડઇ પતગાં દીવઇજી;
ગુરૂ અહઈ જો બહુગુણુ વાધઇ, તો અહિ સુખભરિ જીવઇજી. ૪૭
પરરંજઇ પરમાનંદ પાવઇ, તો નાટિકીઆ નિરખોજી;
મન વિણુ નાચિં વૈકુંઠ જાય, તો મોરા સહુ હરખઇજી. ૪૮
પરવસિ દીધઇ શુભગતિ પાંમઇ, તો તરૂઅરફ્લ આપઇજી;
મન વિન શંખ જપઇ નર સુખીઆ, તો સુક મુગતિ જાઇજી. ૪૯
શીલ ચઢઇ શિવમંદિર, તો નરપનિના વાજીજી;
એકાકી વિચરઇ સુખ પામઇ, તો સિંહી ચિંતા ભાગીજી. ૫૦
સુકવિ કહઇ પરમણુ ન કીજઇ, પરવસિપણાની વાતોજી;
મન વિણુ ક્રિયા તપ, જપ, જૂઠો, લેહ વિના ઝમ હાથોજી. ૫૧

ધૃત વિહુણા લાડુ જેવો, વેણિ વિના સણગારોજી,
તિમ મન વિહુણ કરણી તેહવુ, કરતો ન લહુ પારોજી ૫૨
પુરુષાતન વિણ પુરુષ ન શોભઇ, તિમ મન વિહુણો ધર્મજી,
મૂરખ મન વિણ કાયા કષ્ટઇ, તે નવિ સમઝઇ મર્મજી ૫૩
દાન, શીલ, તપ, ભાવન, પૂજા, મુન શુદ્ધિ જો કીજઈજી,
પરમ પુરુષ કહઇ સુણયો લોગા, મુગતિપુરી ગઢ લીજઇજી ૫૪

દુહા

સુગતિપુરી ગઢ લીજીઇ, કીજઇ ધર્મ સુસાર,
પરવસિ પીડયા દુખ ખમઇ, લેખઇ નહીંજ લગાર. ૫૫
પરવસિ પણુઇ વેદન ખમઇ, તેહનો સોમો ભાગ,
આતમ સાખિ જો ખમઈ, લહઇ સુગતિ માગ ૫૬
આહિ કુત જગિ જીવડા, સહઇજી ન કરઇ ધર્મ,
પરવસિ પીડયો દુખ ખમઇ, આવઇ ઉદય જમ કર્મ. ૫૭
પરવસિ પીડયો નરપતી, નવિ ચાલઈ કાઈ પરાણ.
કુમારપાલ નૃપના ખમઇ, વચન રુપિઆં બાણ ૫૮
બોલાયો બોલઇ નહી, લાજ્યો હઇડા માહિં,
ગતિ, મતિ, બલ, પ્રાક્રમ ગયુ, નાઠી બુદ્ધિ સુ ત્યાહિં ૫૯

ઢાલ

રાગ આશાઉરી સિદ્ધુઓ –રષિ્ઞ અગણિનો, એ દેશી
બુદ્ધિ ગઇ પરહતિ ચઢ્યો, કિમ છૂટઇ રાય,
જીમ પુઠિની કાઠના, સ્ત્રી કરઇ ઉપાય બુ ૬૦
જાણી વત ભૂપઈ જસઈ, બોલ્યો તતકાલ,
જીમ ધણીની કાઠના, ચારયઇ દેશમા ગાતિ બુ૦ ૬૧
પુત્ર કપુત્ર જો હુઇ તો ખમવું માય,
પીપનથી નર જો પડઇ, નવિ દીજઈ ઘાય બુ૦ ૬૨

ખુડી જઉ સિરિ બાલજો, તો કો નીર ન કાઢઇ:
ગ્યવરી રત્ન ગલુઅ જો, તો કો પેટ ન ફાડઇ. ખુ૦ ૬૩

કંચન દુહવ્યો કસ ચઢઇ, ખંડી જીમ ચોલ;
અગર દહતો ગુણ કરઇ, જીમ પાંન તંબોલ. ખુ૦ ૬૪

છોલી છુંદી છુંબરી, ફાધી કટકા કોડી;
તુહઇ મીઠી સેલડી, જેહની નહીં જોડી. ખુ૦ ૬૫

ચંદન ઘાઠો પરિમલઇ, દુર્ગંધ ન બોલઇ;
એહુ પરિ વેધ્યો વંસનઈ, તુહઇ મધુરૂં બોલઇ. ખુ૦ ૬૬

એહ સભાવ ઉત્તમ તણો, સુણિ બહઇની બાય;
અન્યાઇ તો તુહઇ આપણો, કીજઇ કિમ પેટ ઘાય. ખુ૦ ૬૭

બંધવ વચન સુંણી બહઇનિ, થઇ શાતિ સુજાણ;
બોલ્યું વચનજ પાલવા, કરૂં કાંઇ ઇધાણ. ખુ૦ ૬૮

ડગલાં પુઠિઇ ઉભી કરી, જાણે ઉભ કાઢી;
રાજ્ય તે પાછુ આપીઉં. ચઢિઓ સરહ નમાડી. ખુ૦ ૬૯

દુહા.

સરિહ નમાડી સો ગયો, ન કરઇ ફિરી જવાબ;
પૂત્રણુરાઇ નિવારીઉ, દેસ સકલમાં પાપ. ૭૦

શ્રીજીનની આજ્ઞા વહઇ, નાંમઇ મુનિવર શીસ,
જૈનધર્મ દેખી કરી, ન કરઇ રાજા[1] રીસ. ૭૧

એમ દેશે આજ્ઞા ફરઇ, ધન્ય તું કુમરનિરંદ;
સામાયકવ્રત પાલતાં, ન થયો રાજા મદ. ૭૨

ચ્યાર સામાયક ચિતવ્યો, સમકિત શુદ્ધ વલી જેહ,
દેસવ્રત ત્રીજે કહ્યુ, સર્વ વિરતિ જાગિ જેહ. ૭૩

---

[1] કહિ.

ત્રિણિ સામાયક નૃપ ધરઇ, પહઇતુ સમકિત સાર,
જીન ગુરૂ ધર્મહ કારણિ, મરણ કીઓ પુઆર ૭૪
શ્રત આમાનિક સાચવઇ, ગુણ બત્રીસ પ્રકાશ,
સોવન અક્ષર ગુરૂ તણા, ગ્રન્થ નિખાવઇ ખાસ ૭૫
દેસ વૃત્તિ ત્રીજી કહુ, સામાયક શુભ જાણી,
વ્રત બાર અગિ ધરઇ, સરિ વહઇ જીનવર આણ ૭૬
આણ વહઇ અરિહંતની, કારણ પણઇ ન ચનતિ,
રણિપડિકમણ તે નૃપ કરઇ, નવિ મનિ તેઅ ખલત ૭૭
ત્રિણિ સામાયક નૃપ [1]ધરઇ ચઉથઇ ભાવન ભાવિ,
તુમ્હ વ્રત નૃપ ઇમ વહઇ, લિઇ દશમાનો લાભ ૭૮

ચઉપઇ

દેશાવગાસિક દશમુ વ્રત, પાનઇશય દેહ કરઈ પવિત્ર,
લેઇ વ્રત નૃપ નવિ ખંડતો, તિહા અતિચાર પંચ છડતો ૧
ઉત્તમ કુલનેં એ આચાર, નીમી ભૂમિકા નર નિરધાર,
તિહાથી વસ્ત અણવાઇ નહીં ઇહાંથી નવિ મોકલતો નહીં ૨
રૂપ દેખાડી પોતાતણુ સા૦ કરઇ અતિ ત્રાડઈ ઘણું,
નાખી કાંકર થઇ છનો તે નર કૂપિ પડતો દેખતો. ૩

દુહા

ઉડઇ કૂપિ તે પડઇ, જે કરતા વૃત ભગ,
ભવિ ભવિ દુખીયા તે ભમઇ, દુતહો સુર ગુરૂ સત ૧
દોષ સકલ વર્જીત ભનુ, વ્રત દશમુ જે સાર,
કારણ પડિઇ નૃપ નવિ ચલ્યો, સુણયો તે અધિકાર. ૨

ચઉપઈ

અગડ અસી ગુરૂનઈ ઉચરઇ, ચઉમાસઇ નવિ કટકઇ કરઇ,
વાત હુઈ પરદેસઈ જસઇ, મુગલ ગર્જની આવ્યો તસઇ. ૧

---

૧ કરઇ રસઃ

સબલ સેન લેઇ નિજ હાથિ, ગજ, રથ, ઘોડા બહુ સંઘાતિ;
આંકસ બાજી લેઇ કરી, વીંટી મુગલ પાટણ પુરી. ૨

આવ્યા મુગલ જાણ્યા જસઇં, દરવાજા લેઇ બીડયા તસઇં.
ચિંતાતુર હુઆ જન લોક, પાટણમાંહિ રહ્યા સહી ફોક. ૩

એક કહઇ નર છાંડી જાઇઇ, એક કહઇ નર માંડી રહીઇ;
એક કહઇ કાંઇ થાઇસ્યઇ, એક કહઇ ભાગી જાઅસ્યઇ. ૪

એક કહઇ એનિસ્તરાય, એક કહઇ નૃપ ચઢીસ ન જાઇ;
એક કહઈ નૃપ નાસઇ આજ, એક કહઇ નૃપ ખિત્રીસી લાજ. ૫

આગઇ નાસ રાવતણુ જેહ, રણ સગ્રામિં ભાગો તેહ;
પથી લોક તસ પૂછઇ તિહાં, લેઇ ડઢી નર [1] નાસઇ કિહાં. ૬

બહુ જીવ્યા હવઇ સુ જીવસ્યો, કુલની રીતિ [2] તે કિમ ખંડસ્યો;
સોય કહઇ સુણુયો નર સાર, નાસંતાં મુઝ ગયો અવતાર. ૭

જનમ લગઈ નાઠાની ટેવ, તુ આ ડાઢી પામ્યો દેવ;
કાલી ટલી એ ધોળી થઇ, સોય [3] પસાય નાઠાનો સહી. ૮

અગ્યાં વચન ભાખઇ પુર લોક, ન મલઇ ઇંધણ પાણી ખોક;
શોકતુર હુઆ નર જસઇ, કુંમારપાલ વીનવીઉ તસઈ. ૯

ભૂપતિ કહઇ વિવહારી સુણો, નીમ ગણો સગ્રામહ તણો
લીધું વ્રત નવિ કરૂં અસુદ્ધ, ચ્યાર માસ નવિ કીજઇ યુદ્ધ ૧૦

અસ્યું વચન નરનાથઇં કહ્યું, મહાજન તિહાં ચિંતાતુર થયું;
જઇ વીનવીઉ ઉદયન તણુઇ, કસું કરેવું અમ્ન આપણુઇ ૧૧

ઉદયન કહઇ મન નિશ્ચલ કરો, ચિંતા દુઃખ મનથી પરિહરો;
જેણુઇ દીધું છઇ પાટણરાજ, તે ચિંતા કરસ્યઇ સહી આજ ૧૨

અસુ કહી ચાલ્યો વાણીઓ, બુદ્ધી બોલ હીઈ આણીઉ;
ઉદયન મંત્રી મનિ ઉલ્લાસિ, પુહુતા હેમાચારય [4] પાસ ૧૩

---

૧ જે ૨ કીરતિ ૩ તે મહિમાના ઠાનો ૪ સુજ્ઞની

શુરૂ વદી બઇઠો તસઠાય, સ્વામી કરવો કિસ્યો ઉપાય;
પાટણ વીંટિઉં મુંગલ ફિરી, ભૂપઇ વઢવા અડગજ કરી ૧૪

ધીરજ લોકતણું નવિ રહઈ. જઇ તે કુમરનિરંદહ કહઇ,
નૃપતિ તો અગડનો ધણી, ન વઢઇ તે સગ્રામહ ભણી ૧૫

તે માટઇ મયા કર આજ. જીમ રહઈ કુંમારપાલની લાજ,
તુહ્મ સરિખો ગુરૂ માથઇ છતાં, હીણપણું [1] હોસ્યઇ ગજતા ૧૬

અસ્યાં વચન સુણીઆં મુનિ હેમ, કુમારપાલ પરિ સબલો પ્રેમ,
જીનશાસન સોભા નઇ કાજી, તેડી દેવી તિહા ગુરરાજી ૧૭

ચક્રેસ્વરી આવી તેણી ઠાર, પ્રેમઇ ગુરૂનઇ લાગઇપાય,
દેવી કહઇ તેડી કુણ કામિ, હેમસૂરિ બોલ્યા તેણઇ ઠામિ ૧૮

વારવાર કહું તુજ ઘણું, સંકટ ટાલો પાટણતણું;
સુદ્ધ અગડ છઇ નર મહારાજ, રાખો જીનશાસનની લાજ ૧૯

ગુરૂ વચને દેવી સજ્જ થઇ, નિસિભર મુગલ દલમા ગઇ;
આવી જીહા બઇઠો સુલતાન, નિદ્રા દેઇ દીધું વિઘાન ૨૦

સોવન ઢોલીઓ લેઇ કરી, મુગલનઈ [2]ચાલ્યો ઉપહારી,
જઈ મુક્યો ગજણુવઇ તિહા, કુમારપાલ નર સુતો જીહા ૨૧

પ્રહ ઉગમતે સ જાગ્યો જસઈ, પાસઇ કોય ન દીઠો તસઇ,
પેખઇ ખિન્નિનો પરિવાર, અસુર હીઇ તવ કરઇ વિચાર. ૨૨

બડા બખત ભૂપતિકા સહી, ઉનકી બાત ન જાઇ કહી,
કે એક દેવ ફરિસ્તા એહ, એ કોઇનો હઇ આદમ દેહ ૨૩

અજબ બાત હુઇ દુની માહિં, અસી ઠોરિ હું આયા કયાહિં;
અબ મઈ જાણ્યા પાઉં કિહા, જીનકા કબજી ગયા મઇ સહી. ૨૪

છોડઇગા નહીં મુજકું આજ, વયર પાતશાહ હીંદુરાજ;
મીમઇ જીનકુ છોડયા બહુત, એ મુઝકુ દિઇગા સહી મોહોત ૨૫

---

[1] થારહગંજતા. [2] લેઈ પરવરિ.

અસુ વિચાર કરઇ નર જસઇ કુમારપાન બોલાવઇ તસઇ,
સામલિ રે મુગલ સુલતાન હઇ મ કરિ તુ મયનુ ધ્યાન ૨૬

તે તુ હઈ મુઝ ચઉલક વસ, ખાંધાને હણ્ નહી જે હંસ,
જો મુઝ સરણ્ આવ્યો મીર, તુ તુ માહરો સહી વડવીર ૨૭

અસ્યા વચન નૃપ ભાખઇ ત્યાહ, ખુસી હુઓ મુગલ મનમાહિ,
હુ આ પો વઢના નૃપ ભણી, ઓછુઇ મુઝ દુરમતિ રાખી ઘણી ૨૮

સહી એ રાજા જાતિ સુજાતિ, પોન વિના નવિ દીપઇ ભાતિ,
અવગુણુ પુઠિઇ તો ગુણ કરઇ, જે સુપુરુષ નર હુઇ સરઇ ૨૯

અસ્યુ વચન મુગલ ઉચ્ચરઇ કુમારપાલસુ મૈત્રી કરઇ,
કટક લેઇ નર પાછો ફિરઇ, પાનઠ દેશ ભણી સંચરઇ ૩૦

કુંમારપાલનો ગુણુ ચિતિ ધરી, દેસમાહિ અમારિજ કરી,
જીવદયા જગમા વિસ્તરિ, ગર્જનીખાન થયો સવરી, ૩૧

અનેક જીવ ઉગરીઆ જેહ, કુમારપાલનો મહિમા તેહ
એમ વ્રત દશમુ અંગિ ધરઇ, કારણ પડિઇ નવિ ભગજ કરઇ ૩૨

અગ્યારમા વ્રત અંગિ ધરઇ, પર્વ તિથિ નૃપ પોસો કરઇ,
ચાર આહાર પચ્ચખે નિરધાર, રાત્રે નિદ્રા નહિ લગાર ૩૩

નિજ ગુરુનઇ વિસામણુ કરઇ, મુનિજન નૃપ મુખિ આદરઇ,
કામિ ગુરુસુ બોલઇ રાય, ભણઇ ગુણઇ કે કરઇ સઝાય ૩૩

પાચ અતિચાર અંગિ ટાલી સંથારાની ભોમી સંભાલી
ડંડિલ પડિલેહી વાવરઇ, નૃપ હુતો બહુવિધિ આદરઇ ૩૪

પરઠવતો નૃપ જીહા માતરૂ, પ્રથમ દ્રષ્ટિઇ જોઇ ખરૂ,
અણુજાણુહ જસ્સગો કહી, પરઠવતો જયણાઈ સહી ૩૫

વાર ત્રિણુ કહેતો વોસરે, નિસહિ આવસહિ ઉચરે,
કાલવેના નૃપ વાદઈ દેવ, પોસાની નૃપ કરતો સેવ ૩૬

પૃથવી પાણી તેઉ વાય, વનસ્પતિ છઠી ત્રસ કાય,

સઘટ તેહનું ટાલઇ રાય, પાતઇ પોસો નિજ મન હાય ૩૭
દિવસઇ નિદ્રા નહીં નૃપ તણુઇ, સથારા પોરિસિ નિતિ[1] ભણુઇ,
અવધિઈ સથારઇ નહિ જેહ, મિચ્છાદુક્કડ નાવઇ તેહ ૩૮
પોષધ રાય મત્તારો કરઇ, પારિ વહિતો નવિ આચરઈ,
ભોજનની નવિ ચિંતા કરઈ, નૃપ હૂનો ઋષિનિ પરિ કરઇ ૩૯
પારી નૃપ જીહાગઈ સચરઈ, વની આનન્દ ચિતિ ધરઈ,
ઘણા પુરસ્યુ નૃપ પારણુ, એહજ ન્યાય અતરનારણુ ૪૦

હુહો

એણીપરિં નૃપ પોસધ ધરઈ, વ્રત સતનમા સાર
હવઇ નન ભોનુ[2] બારમુ, ઉત્તમનો આચાર—૧

ઢાલ

રામ ભણુઇ હરિઉઠીઇએ—દેશી રાગ રામગ્રી

બારમુ વ્રત ઈમ પાનનો, દેતો મુનિવર દાન રે,
પાત્ર પોખીરે ભોજન કરઈ, હઇડઇ આખુ ધ્યાન રે બા ૧
અતિથિ સવિભાગ સુગચવઇ દેનો જે મુનિ હાથ રે,
તે પણિ અહાર પોતઇ લીઇ, પુણ્ય કરઈ બહુ ભાતિ રે બા ૨
સાધુ ભલો અનઈ સાધવી, શ્રાવક શ્રાવિકા સોય રે,
સઘ સકલનઈ રે પોસના, પની તીર્થંકર હોઇ રે. બા ૩
એક દિન કુમર નરેસ્વરૂ, આવ્યો વદન કામિ રે,
ગુરૂ સિરિ ખાસર ઓઢીઉ, નૃપ[3] લાગ્યો તેણુઇ ઠામિ રે બા ૪
વિનય કરિ નૃપ બોલીઓ, સાભલો હેમસૂરિંદ રે,
જે તુમ ખાસર ઓઢીઉ, લજા કુમરનરિંદ રે બા ૫

૧ નૃપ ૨ બાપુ ૩ લજાકુમારનરિંદરે.

હેમ કહઇ સુણો નરપતિ, હું ગયો ગોચરી કાંમિ રે;
દુમ્બલ શ્રાવક સુભમતિ, પાય નમઇ તેણઇ ઠાંમિ રે. બા. ૬

ભાવ સહિત નર બોલીઓ, આવ્યો મંદિરમાહિં રે;
લાજધરિ મુઝ આપીઉં, ચીવર ખાસર ત્યાંહિં રે. બા. ૭

મુનિવર સોય મમતા નહીં, કુણ ખાસર કુણ ચીર રે;
ભાવ વડો જગમા વડવીર, ભાવિ રાખડી ખીર રે બા. ૮

તેહના હરખનંઇ કારણઇં, ઓઢું ખાસર નિત્ય રે;
તે ધન્ય શ્રાવક જીવીઉ, અછતઈ વિક્રમાદિત્ય રે બા ૯

જે નર બહુ ધન પાંમીઆ, સમઝયાં શાસ્ત્રનો મર્મ રે;
તે નવિ લખમીય વ્યય કરઇ, તો સુ સમઝીઆ ધર્મ રે. બા. ૧૦

આજ વડા તુહ્નો નરપતિ, ન કરો સામીની સાર રે;
દિનકર તિમિર ન નિગમઇ, કુણ ટાલઇ અંધકાર રે બા ૧૧

ખાસર દેખીઅ લાજીઆ, તો મુનિ માનો વચન રે;
જે કુલ નિરધન શ્રાવકા, તેહ ઘરિ આપીઇ ધન રે. બા ૧૨

એણે વચને નૃપ હરખિઓ, લાગો મુનિવર પાયરે;
ચૂક પડી તુહ્ન દાસનંઇ, તે ખમજો ઋષિરાયરે. બા. ૧૩

શ્રીગુરૂ વંદીઅ નૃપ વળ્યો, આવ્યો આપણુ ઘરીરે;
બહુ ધન શ્રાવક આપીઆ, વણુજ કરો બહુ પરીરે. બા. ૧૪

બિહુત્તરિ લાખ સોવન ટકા, મેલ્યા શ્રાવક ડંડરે;
પોષ કરઇ બહુ પુરૂષનો, પાલઇ વ્રત અખંડરે બા. ૧૫

એહવા જે[1] સાહમી આપણાં, સીદાતા વળી હોઇરે;
સહસ દીનાર દેઇ કરી, નૃપ તેહનું મુખ જોયરે બા. ૧૬

કોડિ સોવન ધન વ્યય કરઈ, શ્રાવક ભક્તિ નઇ કામિરે;
સાતઇ ખેત્ર સંતોષતો, ધન વાવ્યાં શુભ ઠામિરે બા. ૧૭

---

૧ જૈનરસામી આપણા.

ઢાલ.

ગુરૂ ગીતારથ મારગ જોતા એક મુનિવેરિ દીઠો એ દેશી રાગ-આશાવરી

સિંધુઉ રાગ વરાડી

પાચ અતિચાર એહના ભાખ્યા, તે ટાલો નરનારિ,
આહાર અસુઝતો દેતા મુનિવર, દોષ કહ્યુ સુવિચાર[1],
હો ભાવિકા પાચ અતિચાર ટાલો—આચલી ૧
અણદેવા બુદ્ધિ કારણિ ફિરપી, આહાર અસુઝતુ કીધુ,
ભવિ ભવિ દુખિઓ તે નર થાઇ કર નવિ ઉચો કીધુ હો ૨
આહાર અસઝતુ છઇપણિ આગઇ, તે મમ સઝતુ સારો
અગિ અતીચાર આવઇ ભાઇ, પડિત આપ વિચારો હો ૩
વસ્ત હુતી નર પોતા કેરી, તે કિમ પારકી કીધી,
પારકી કેડી આપણી આખી, ભાખી મુનિવર દીધી હો ૪
મધુકરી કાલ થયો નર જીહા તવ જઇ પુણ્ય પઇઠો,
અગિ અતિચાર તેહનઇ આવઇ, પ્રગટ થઇ નઇ[2] બઇઠો હો ૫
અસુર કરી આયો મુનિ તેડણ, જવ ગયો આહારનો કાલ,
જે નર કરઇ ચરિત્ર નિતુ એહવા, એહનઇ પાપ વિશાલ હો ૬
સાવર્મિક , સીદાતા જાણી, ન કરી તેહની સાર
રી લખમી તસ મ દીર માહિ, ન કરઇ તત્ત્વ વિચાર હો ૭
દીન ઉધાર ન કીધુ જેણઇ, તે ચુકા સસાર,
અતિ ઉડા ધન ધરણ્યા[3] ધરતા જાઇસ નરગ મઝાર હો ૮

દુહા

પચ અતિચાર એ કહ્યા, ટાલઇ તે નરરાય,
વ્રત બારઇ અગિ ધરઇ, ન કરઇ પાતગ વાત ૧

૧ સસારી. ૨ નવિ. ૩ ભોમયરીને

ઢાલ

મંગલાવતી વિજય વિરાજીત એ દેશી રાગ માલવ ગોડી.

બારવ્રત આદરઈ અંગિ, ઉચ્છવ મહોચ્છવ અતિહિ મંડાણ,
સમકિત શુદ્ધ ઉચરીઠ વચને, કુમર નિરંદરહ ચતુર સુજાણ. બા—૧
મણિમુક્તાફલ થાલ ભરીનઇ, વધાવ્યો (મુનિ) હેમસૂરીંદ,
સંઘ ભગતિ કીધી મનિ રંગિ, દાનિઈ વરસઇ કુમરનિરંદ બા—૨
જયજયકાર હુઓ જગમાહિ, ઉદ્યોતતણો સુખિ વલી જેમ,
શૈવતણા મુખમંદ થયેરા, અમાવાસ્યા રવથી જેમ. બા—૩
ઘરિ ઘરિ તોરણિ મંગલમાલા, જૈન ધર્મ દીપઇ અભિરામ,
ચઉદસઇ વસે કુમરનિરંદહ, રાજઋષિ ધરાવઇ અભિરામ [1] બા—૪

દુહા.

રાજ ઋષિ નામજ હવુ, હરખ હુઆ નરરાય,
જૈન ધર્મ દીપાવવા, કરઇ સો કોડિ ઉપાય ૧
કુમરનિરંદ સુખિઇમ કહઇ, જૈન ધર્મ જગિ સાર,
જે જીનધર્મ નવા કરઇ, તજીઇ તે પરિવાર. ૨

ચઉપઇ

તજીઇ માતા સુણી મહહરિ, જેહનઈ જીનવચનસું વયર,
તજીઈ તાત ન લાભત્રાર, જૈન ધર્મ જે કરઇ અસાર ૧
તજીઇ બંધવ જે પણિ સગ્ગો, જૈન ધર્મથી જે ઉભગ્ગો;
તજીઇ ભગિની સુણી આમ, જેહનઇ ન રૂચઇ જીનવર નામ ૨
તજીઇ પુત્ર પોતાનો જાણિ, જૈન ધર્મની કરતો હાણિ,
તજીઈ પાપી પુત્ર વર્ગ, રાય કહઇ જીમ લહઈ સુર્ગ. ૩

(૧) નામ.

દુહા.

સરગ લહીઇ શુભ પરિં, ન કરઇ મિથ્યા સંગ;
જૈન યતી શ્રાવક તણુઇ, દેખી ઉપજઇ રંગ. ૪
સેવ કરઇ શ્રાવક તણી, શ્રાવક પણિ ધરી દાસ;
સજન તે શ્રાવક ભલો, જીહા શ્રાવક તિહાં વાસ. ૫
સારથી પણિ શ્રાવક ભલો, શ્રાવક ભલો અપાર;
પંથિ પણિ શ્રાવક ભલો, બોલઇ તત્ત્વ વિચાર. ૬
કુંમરનિરંદ એણીપરિ ભણઇ, શ્રાવક સમો ન કોઇ.
તેણઇ કારણેં નિજ રાજમાં, જૈન કીઆ નર સોઇ. ૭
જૈન જૈન સહુકો જપઇ, ન હણઇ જંતુપરાંણ;
રાજ નિઃકંટક પાલતો, કોઈ ન ખંડઇ આંણ. ૮
એણઇ અવસર સોરઠ મધ્યે, રાય સમર દુરદાંત;
આણ ન માનઇ ભૂપની,[1] ખીજ્યો નૃપ એકાંતિ. ૯
ઉદયનનઈ તેડી કરી, નૃપતિ દિઇ આદેસ;
સોરઠ દેસ ચાલો તુહ્મો, જીપો સમર નરેશ. ૧૦

ઢાલ.

ઘોડીની મુખ બોલ્યો મુનિવર, એ દેશી રાગ ધન્યાશ્રી.

જીપેવા કાજીં સમર નરેશ્વર રાય
ચઢી ઉદયન સોરઠ દેશમાં જાય
બહુ સેના સંધાનિઇ હયગયરથ નહીં પારો
ગડઈ ત્રંબ નિશાણ, ચઢીઆ બહુ અસવારો; ૧
દલ પાલીતાંણઇ, કટક કરઈ મેલ્હાણ;
તિહાં ઉદયન ચઢીઓ, સેત્રુંજ સેય સુજાણ;

1 રાયનિ.

જીન દેખી હરખ્યો રહ્યો, તે મસ્તગિ નાંમિ
દેઈ પ્રદક્ષણા ચેઇ,[1] વંદન તમ હાર ૨
ચઢીઓ જવ ધ્યાનીં, નયણે નિરખ્યઇ ત્યાંહિ;
ઉંદિર એક દીવો, ચાલ્યો લેઇ બીલ માંહિ;

તે બરડઇ દીઠો, જઇ મુંકાવઇ તેહ;
તવ ઉદયન ચિંતઇ, અનરથ સબલો એહો. ૩
જો અર્ચક ના આવતો, હું ચૂકતો ધ્યાંન;
જો ધ્યાન ન છંડુ[2] તો, લાગઇ દેવ વિમાન;
જો ધિગ ધિગ મુઝનઇ, મુઝી તીર્થ સારો.
સી લખમી તેહની, જેણઇ[3] ન કીધું ઉધારો; ૪
શ્રી જીનવર ભાખ્યું, ન કરઇ તેહ વિચારો;
પુણ્ય અષ્ટગુણુ જો કરતા જીરણ ઉધારો
ઇમ આતમ નિંદિ અગડ કરઇ તિહાં ચ્યારો
બ્રહ્મવ્રત એકાશણુ શિય્યા પાન પરિહારો ૫
જીહા લગિ ભુવન કરાવું તિહા લગઇ એ મુઝનીમો
ઇમ કહી નઇ ઉદયન ચાપઇ સમરંજ સીમો
રણતૂર બજાવઇ ઢમકઇ ઢોલ દમાંમો
નૃપ સમર સંઘાતિ લાગો લોહ સંગ્રામો ૬
તિહાં ગુર્જર ભુપતિ છુટઇ તોમર[4] તીરો
બિહુ દલ ઝુઝઇ ભાજઇ નહીં વડવિરો
કાયર તિહાં કંપઇ પાછે પગલે ચાલઇ
સુર રણમાં ધસાધસી સામા ઘા ઘાલઇ ૭
જીત્યો ઉદયન સમરરાય તિહાં હાર્યો

૧ ચૈત્યવંદન તેણે ઠામ. ૨ ખડુ. ૩ ન કરે જીરણ ઉદ્ધારો.૪ તોમર.

તેડી તસ બેટા તેહનઇ રાજી બિસાર્યો
આંણુ કુમરનિર દો કરઇ[1] તે સોરઠ માહિં
જીવજ ત વલી કર્યો, કોઇ ન મારઇ ત્યાહિં ૮

ઇમ મંત્રી મોટુ કીધુ રાયનુ કંમ
જસ પડો વજાવ્યો રણુમાં રાખ્યું નામો

વલી ઉદયન પાછો અગિ અછે બહુ ઘાય
તેણુઇ ચિતાતુર મંત્રી થયો મનમાહિં ૯

મુંકઇ નિસાસો ઉદયન મંત્રી ત્યાહિ
પૂછિઉં તસ સુભટે કૂણુ ચિંતા મનમાહિ

ઝૂઝયા નઇ બુઝયા તુમો કર્યાં બહુ કાંમો
મરણુ સહી સહુકો શોક તણો કુણુ ઠામો ૧૦

તવ ઉદયન બોલ્યા મર્ણું બીહક નહીં વીરો
મુઝ મનિ એ દુખ છઇ ચ્યાર સલ્ય સરીરો
ઉધાર અપૂરવ ગિરિ ગિરનારિ પાજો
અબડ ડંડ નાયક મુનિ નીઝામણા કાજો ૧૧

દુહા

મુનિ દર્શન મુઝનઇ નહીં તેણુઇ કારણિ દુખ થાય
નિસુંણી મુનિ આરાધના સો સુભગતિ કિમજાય ૧
બાલમરણુ આગઇ કીઆ જીવ અનતી વાર
મુનિદર્શણુ વિણુ નવિતર્યો ન લહ્યો એ ભવ પાર ૨
તેણુઇ કારણિ ચિતા મહુ ઝુરૂ હઇઆ મઝારિ
અંત કાલિ મુનિવર નહીં જીવ રૂલઇ સંસારિ

૧ કરઇ.

### ચઉપઈ

અસીવાત ઉદયન જવ કહી, સુભટ સહુ બોલ્યા ગદગદી;
સ્વામી ચિંતા મધરૂ હૃદય, સુર સકલ સુણી એણીપરિ વદઇ. ૧
સ્વામી શ્રીસેત્રુંજ ઉદ્ધાર, પાજ બધાવું ગિરિ ગિરનારિ;
ડંડ નાયક અંબડ વિખ્યાત, ત્રિણ્યિ બોલ બાહડદે હાથિ. ૨

આરધના ઋષિ ચાહો તુહ્મો, તે મુનિવર નઇંમાણું અહ્મો;
જોતો ઋષિ નવિલાભઇ જસઇં, વંઠે પુરૂષ એક આણ્યો તસઇં. ૩
તેહનઇ પહિરાવ્યો મુનિ વેશ, ધર્મકથા તેણુઇ કહી અનેક;
ધર્યો ભાવા સુમિતિજ સાર, જાંણુ મુનિવર શુદ્ધ આચાર. ૪
સોય પુરૂષ નઈં આણ્યો તિહાં, ઉદયન મંત્રી બઇઠા જીહાં;
મુનિ દર્શણ દીઠું જસઇં, મંત્રી ઉદયન હરખ્યો તસઇં. ૫
બે હરજોડી લાગ્યો પાય, તુહ્મો ભલેં આવ્યા[1] ઋષિરાય;
પાપતાપ દૂખ નાઠા આજ, તઈં સાર્યું દૂખ[2] માહરૂ કાજ ૬
એમ ઉદયન સુખશાતા લહઇ, મુનિવર ધર્મકથા તિહાં કહઇ;
ઉદયન આલોઇ નિજ પાપ, ખમત ખામણા કરતો આપ. ૭
લાખ ચૌરાશી યોનિં જેહ, ભમતાં પાતગ લાગાં તેહ;
કોઇક જીવ ઉપરિ કીધી રિસ, તાસ ખમાવું નમી સીસ. ૮
રાજકાજ પણિ મયલાં હોય, લોભિં પાપ કર્યાં જે કોય;
સકલ જીવસું મુજ ખામણું, પાપ આલોઇ તિહાં આપણું. ૯
ગજ રથ ઘોડા વાડી વન, ગામ નગર પુર પાટણ ધન્ય,
ચ્યાર આહાર મુખિ છંડઇ અન્ન, વોસરાવઇ પોતાનું તન્ન. ૧૦
દ્વાદસ વ્રત આલોઇ કરી, ચ્યાર સરણા મનમાંહે ધરી;
સમકિત શુદ્ધ કર્યું તિહાં શીરી, મંત્રી પુહતો દેવની પુરી. ૧૧

(૧) મલીયા (૨) રસિ.

મંત્રી સ્વર્ગ પ્રહુનો જસઈ, લંઠ પુરૂષ વિમાસઇ તસઈ,
દેખો વેશ તણો મહિમાય, ઉદયન સરીખો નમીઈ પાય ૧૨
જેણુઇ વેષઈ પૂજાણો બહુ, જેણુઇ વેષઈ મુઝ નમીઉ સહુ
સોય વેષ જો મુકુ જોય, તો મુઝ સરિખો મુઢ ન કોય ૧૩
ગર્દભ પામ્યો જો જવ હરી, નવિ ખાઇતો મૂર્ખ સિરી,
દારિદ્રી કરિ ચઢિયુ રતન, મહા મૂર્ખ જો ન કરઇ જતન. ૧૪
મરૂદેસઇ લહ્યુ ગંગાનીર, નવિ પીધુ નવિ ધોયુ શરીર,
સોય પુરૂષ મૂર્ખમા હલો, જલ પામી જે તરસ્યો રહ્યો. ૧૫
એણુઇ દ્રષ્ટાતઇ સમઝો સહુ, લઠગ પુરૂષ લબાડી બહુ,
હીણુજાતિ શુભ નહીં આચાર, કરમિ પામ્યો ચારિત્ર[1] સાર ૧૬
જો રાખુ તો પડિતપણુ, નાખ્યો ખુધો કરમિ ઘણું,
અસ્યો વેષ પામ્યો નહીં કદા, ભાવ વિના લીધુ તે મુદા ૧૭
મન વિહુણો મઇ એહ રંગો વેષ, હવે હુ આણુ હઇઇ વિવેક
તો હુ જોડિ એલાચી વલી, વસ ફરસત હુઉ કેવલી ૧૮
અષાઢ ભૂત વધારઇ વાન, નાટિક કરતા પામ્યુ[2] જ્ઞાન,
પુરૂષ કેસરી પ્રભવો સ્વામિ, ચોરી કરત રહ્યુ મન ઠામિ ૧૯
એ તરીઆ સસારહ થકા, હુ તેહના પગની રેણુકા,
તેહના નામ મહિમા થકી, રાખુ ચારિત્ર થાઉ સુખી ૨૦
તેણુઇ તિહા ચારિત્ર રાખ્યુ હાય, તે તો વેષ તણો[3] મહિમાય,
સમઝે ઉપદેશ માલા મર્મ, વેષ વિવેકી ગખઇ ધર્મ ૨૧
વેષ વડો જગમા કહમવાય, પાપ કરતો નર શકાય,
કુમારગિ પડતુ ગખઇ રહી, વેષ વડો નર કહઈ કેવલી ૨૨
સોય વેષ આવ્યો બહુ કામિ, લઠગ નરનઈ રાખિઉ ઠામિ,
જન રંજવાનઈ પહર્યો વેષ, વેસ ઉપાય વડો વિવેક ૨૩

(૧) સયમ ૨ ઉપાયુ. ૩ તણુ ત્રુએ કામ

એણુઇ વેષઈ આગઇ બહુ તર્યા, ઇહ લોકઇ જસ કીરતિ વર્યા;
પરલોકઈ સુખ પાંમ્યા બહુ, રાય સંપતિ નઇ જોયો સહુ. ૨૪
પૂર્વ ભવિ ભીખારી જીવ, માંગી ખાય સોય સદીવ;
દુર્ભિક્ષકાલ હુઉ તિહાં તસઇ, ભમતાં આહાર નવિ પાંમઇ જસઇ ૨૫
એણુઈ અવસરિ દીઠા બહુ જતી, વણિગ આહાર આપઇ તસ અતી;
ભીખારી નઇ ઠેલઇ પરાં, જીમ હાંકીજઇ કલિ કુતિરાં ૨૬
એક દિવસ મુનિ વહઇરી કરી, પોશાલઈ[1] આવ્યા પરવરી;
સંપ્રતિરાય તણો જે જીવ, મુનિ આગલિ જઇ કરતો રીવ ૨૭
સ્વાંભી ભૂખ ખમી નવિ જાય, ઘો કટકો જીમ આહાર થાય;
મુનિવર કહઇ અહ્મો આપુ નહીં, શ્રી જીનવર અહ્મો વાર્યા અહીં. ૨૮
દેતાં લોક ઘણુા મુઝ મિલઇ, લેવા તણી તસ સંખ્યા ટલઇ;
સંગ્રહ પણિ અહ્મો કરવો થાય, જાતો મુનિ અચારહ જાય. ૨૯
તેણુઇ કારણિ નવિ દેસ્યુ અહ્મો, ગૃહસ્થ ઘરિ માગી ખાઉ તુહ્મો;
અસ્યું કહીનઈ મુનિવર જાય, જીવ ભિખારી કેડિ થાય ૩૦
મુનિ પોશાલઈ પઇઠો જસઈ. દ્રુમક બારણ્યિ બઇઠો તસઈ,
ઋષિ આલોઇ તિહા ગોચરી. વિધિ વિનતી બહુ[2] પરિ કરી. ૩૧
સ્વાંમી બાહિર ભીખારી એક, માગઇ અન્ન બહુ ધરી વિવેક;
આજ્ઞાવિણુ દીધું નવિ જાય, પણિ કરુણા અહ્મ સબલી થાય. ૩૨
શિષ્ય સાથિ ગુરુ બોલ્યો ત્યાંહ, દ્રુમક તણુઇ તુહ્મો તેડો અહીં;
ભીખારીનઇ તેડી કરી, ગુરૂ પૂછઈ મન કરુણાધરી. ૩૩
કહઇ ભીખારી તુજ સું કાજ, દ્રુમક કહઇ સાંભલિ ઋષિરાય;
હું ભુખ્યો તુ દીઇ મુઝ અન્ન, ભૂખી ધ્રુજઇ મ્હંણી તન્ન. ૩૪
સુંણિ વચન બોલ્યા ઋષિરાય, જો અહ્મ સરીખું તું પણિ થાય;
તુ તુઝનઇ અહ્મો આપું આહાર, શાલિ દાલિ રોટી ધૃત મર. ૩૫

---

[illegible]

કહઈ ભીખારી કિરપો વિચાર, ચાકુ વેગ મ લાઈ વાર,
કરસુ હુઈ તે મુઝનઈ કરો, પણિ એક દાતનઈ ઠાંસિ ભરો ૩૬

અસ્યુ વચન નર બોલ્યો જસઈ, વેગઈ લોચ કર્યો તિહા તસઈ,
શાલિ દાલિ સરહા પકવાન આપઇ આહાર દેઇ બહુમાન ૩૭

સરસ આહાર લીધુ શુભપરિ, વેદનતામ હુઈ ઉદરિ,
મિલ્યા યતી વિવહારી સહુ ઔષધ વેષધ કીજઇ સહુ ૩૮

કડુક વચન મુખિ જે ભાખતા, ગનઇ અહીનઈ નર નાખતા,
તે વિવહારી આવી ત્યાહ, ચોલઇ પાય હરખઇ મનમાહિ ૩૯

દુહા

મનમાહિ બહુ હરખાતા નવ દીક્ષિત મુનિરાય
ભગતિ ઘણી તસ દેખતા મુનિ બોલ્યો તસ ઠામ ૧

ઢાલ

રાગ રામગિરિ–ક્ષીરમધુરી વાણી બોલઇ એ દેશી

દ્રુમક મધુરૂ વચન ભાખઇ, નર ભક્તિ નિહાલી
અસ્યુ ચરિત્ર સુકૃત પાખઇ કિમ સકુ પાલી દ્રુ ૧

હઇઇ હરખ્યો દ્રુમક મુનિવર વેપ સદીઅ વાર,
ધ્દ્દ લોક પૂજ જેહના અનતા પરભવિ સોય તરે દ્રુ ૨

પ્રબલ પુણ્ય જો નહીં પોતઇ ઉદય વેપ કિહાથી
અસ્યઈ ધ્યાનઈ ધર્મધ્યાનો કાલ કરઇ તિહાથી દ્રુ ૩

ચાલીઉ એઅ વિગતિ પાલી, થયો કુણાલ પુત્તો,
અશોકશ્રી નૃપ સોય વડુઉ, સોપ્યુ રાજ સતો દ્રુ ૪

રાય સપ્રતિ નામ ધરીઉ જનમ જાન રાજ
સવા કોડી જીન બિબ ભરિઆ, સવા લાખ પ્રાસાદ તાજ દ્રુ ૫

એહ ચારિત્ર વેષ મહિમા, લંહ પુરુષ ભાખઇ.
લાજ આંણી વેષ વખાણી, ચારિત્ર સોષ રાખઇ. દુ. ૫

દુહા.

તેણઇ તિહાં વેષજ રાખીઉં પાલ્યો શુદ્ધ આચાર;
ગુરૂ હાથિં દીક્ષા ગ્રહી? સફલ કર્યો અવતાર[1]. ૧
ઉદયનથી નર તે તર્યો, તેણઇ કરી ઉદયન સાર,
જીનશાસન ગંભીર છઇ, અનેક નય વિચાર. ૨

ચઉપઈ.

અનેક નય જીન શાસનમાંહિં, ઉદયન મંત્રી તરીઉ ત્યાહ;
સુભગતિ મત્રી પામ્યો જસઈ, કાયા દહન કરી તિહાં તસઈ. ૧
અગ્નિ દેહ સસ્કારી કરી, સુભટ સહુ ચાલ્યા પરવરી;
આવ્યા તે નર પાટણમાહિં, કુંમારપાલ નર બઇઠો જીહાં. ૨
આવી નૃપનઇં નાંમ્યું સીસ, કાજ તુહ્માર કીધુ હંસ;
સમરરાય અહો માર્યો સહી, તુહ્મનાનિં અહ શોભા થઇ. ૩
પણિ એક શોક હુઉ મન માહિં, ઉદયન મરણ લહુ જે ત્યાહિ;
ભૂપ કહઇ તેહનો સ્યો સોગ, જે આરાધિ[2] ગયો પરલોક. ૪

દુહા.

ઉદયન આરાધી ગયો! કીધુ સરગઇ વાસ;
જેહની કીરતિ જગિ રહી, પુષ્પ ગયું રહ્યો વાસ. ૧
જીવ્યા તે જગિ જાંણીઇ, જેણઈ જાણ્યા[3] પરલોક.
તેણઇ કારણિં મંત્રીતણો, કોઇ મ કરસ્યો સોગ. ૨

---

૧ સંસાર, ૨ સાધિ, ૩ સાધ્યા,

ઢાલ

રાગ—કેદારો—આશાઉરી રતનસાર કુમારનો એ દેશી

સુભટ સહુ સમઝીનઇ વલીઆ, આ પા બાહડ પાસિંરે,
પૂર્વ કથા તેણઇ કહી માડીનઈ, મનહ તપઇ ઉનાસીરે, ૧

ચ્યાર અગડ હુતિ ઉદયનનઇ, તે તુહ્મો અગિઇ લીજઇરે,
શ્રી સેતરૂજ્ય ઉદ્ધાર કરાવી, આખડી સોય કીજઇરે ૨
ગિરિ ગિરિનારિ પાજ બંધાવો ડંડ નાયક નિ ભ્રતારે,
તાત વચન તુમ વેગ કરીનઇ, હોયો આપ સનાથોરે ૩
જે હુઇ પુત્ર સપુત્ર સુકુતનો તાત વચન તે પાલઇરે,
જનમ્યા સોય ગુણિજન લેખઇ,[1] વસતણઇ અજુઆલઇરે ૪

ઋષભનઇ[2] કુલિ ભરત ભેતરો, દસરથ નઇ કુલિ રામોરે
પાડુનઇ કુનિ પાડવ સરિખા, જેણઇ કુનિ રાખ્યુ નામોરે ૫
કીરતિધર નઇ કુનિ સુકોશલ સિદ્ધાર્થ કુલિ વીરો રે
વસુરાજા કુલિ કૃષ્ણ સરિખા, તસ કુલિ ઢંઢણ ધીરો રે ૬
ત્રિભુવન પાલ તણઈ કુનિ દીવો, જીવો કુમર નિરદો રે
ચાચા શેઠ તણઈ કુનિ દિનકર, નામિ હેમસૂરીદો રે. ૭

શ્રેણિકની આના સિર વહતો, બેટો અભય કુમારો રે,
પદમરાય તણી મતિ રાખી, શિવકુમાર નર સારો રે ૮
કુણાલ તણઇ કુલિ સંપ્રતિ રાજા, સમુદ્ર વિજય કુનિ નીમો રે,
અશ્વસેન કુલિ પાસકુમારહ, વસ દીપાવ્યો કેમો રે ૯
ગોભદ્રનઇ કુલિ શાલિભદ્ર સરિખા, જેણઇ અજૂઆલ્યો વંશો રે,
સોય સરીખા થાજો બાહડ, ઉદયનનઇ કુનિ હંસો રે. ૧૦

૧ ગણિજે (૨) તણઈ

દુહા.

હંસ સારખા યઇ કરી, રાખો ઉદયન નાંમ;
શ્રી સેત્રુંજય તીથર[1] જઈ, ભુવન કરાવો[2] તાંમ. ૧

ઢાલ

રાગ કેદાર ગોડી પારધિયાનો એદેશી

એણે વચને નર હરખીઓરે, બાહડ મંત્રી જેહ
લેઈ નૃપની[3] આગનારે, સેત્રુજ ચાલ્યા તેહ
મંત્રીસ્વર સહી કરતો કામ ઉદાર, જેણઇ કીધુ ગિરિ ઉદ્ધાર આંચલી.
તે તો જૈન શિરોમણિ સાર, મંત્રીસ્વર સહી કરતો કામ ઉદાર
શ્રી સેત્રુંજય ઉપરિ ચઢીરે, તિહા પુન્યા આદિનાથ;
પ્રાસાદ પાયો મંડાવીઉરે, વાન હવી વિખ્યાત મં. ૧
દેસ દેસના વિવહારીઆરે, પોહોતા સેત્રુજય શુગિ,
અબડ આગલિ આવીઆરે, તે બોલ્યા મનરંગિ મ. ૧
મંત્રી જગમા તુ તર્યોરે, નિજ સ્વામીનઇ તારિ;
પુણ્ય કામિ[4] ધન અહ્મ લીઉરે, જીમ નિમ અહ્મનઇ તરિ મં. ૩

ચઉપઈ

અસ્યાં વચન વિવહારી કહઇ, વાગભટ હઇડઈ ગહગહી;
કાગલ વેગ અણાવઈ તિહાં, નામ લિખઇ મંત્રી તેમાંહિ ૧
એણઇ અવસરિ ટીંમાણા તણો, ભીમ કુંડલીઓ શ્રાવક સુંણો;
તે આવ્યો પૂજાનઈ કાંમિ, પઇસીન સકઇ તેણઇ ઠાંમિ ૨

(૧)જણ (૨)કરો અભિરામ ૩ નરપતિની ૪ કાચ

ચપાતો નર દીઠો જસઇ, વાગભટઇ બોલાવ્યો તમઇ
સુભટઇં તિહા તેડી આણીઉ, પાસઇ બઇસાર્યો વાંણીઓ ૩
મત્રી પૂછી માડી નામ, પુણ્ય કાજી નર આપઇ દમ,

એણઇ અવસરિ ભીમા મનિ થાય બોલઇ પાણિ બોલ્યુ નવ જાય ૪
વાગભટ બુદ્ધિસાગર કહ્યા, તેણઇં ભીમનો ભાવજ લહ્યો,
બોલાવ્યો તવ[1] પ્રેમઇ કરી, કુડલીક બોલ્યો તિહા રીરી ૫

સ્વામી મુઝ સુણિ કર્મ કથાય, પુણ્ય વિના ભવ માહરૂ જાય
વસુ ટીંમાણુ જીહા છઇ ગ્રામ ભીમ કુડલીક માહરૂ નામ ૬

ક્રય્ય હિણુ પોતઇ નહીં કર્મ, માયા માહગઇ છઇ પદ્ર દ્રુમ,
ધૃત વેચુ પરદેસઇ ફર ઉદર પૂરણા એણિપરિ કરૂ ૭
નવી ત્રુણિ આવ્યો સિણુગાર હીંડવુ[2] પાલુ નઇ માથઇભાર
ભુઇ સુવુ નઇ ધરમા સાપ, એ સહી[3] પેતા ભવનુ પાપ ૮

એ સાતઇ દૂખ ભીમા તણુઇ સેત્રુજો પામ્યો પુણ્ય ઘણુઇ
ધૃત વેચતા લાભજ હુઉ, જડયા દ્રુમ અનઇ એક રૂઉ ૯
એક રૂઓ માનીકરિ ધરિ પૂષ્પ લેઇ મઇં પૂજા કરી
વલી મુઝ હર્ષ[4] હુઉ એણઇ કામિ સાત રૂઆલીજઇ પુણ્ય કામિ ૧૦
તવ મત્રી મનિ હરખ્યો ઘણુ, દેખી ધૈર્ય વાણિગ તણુ,
એહનઇ જીન ઉપરિ બહુ પ્રેમ, કોઇ ન કરતો દીસઇ એમ ૧૧
મારો તો પટ દ્રમહ તણી, પુણ્ય કાજઇં આપઇં આપણી
એહવો શ્રાવક જગમા જેહ, દૈવઇં નિર્ધન કીધુ તેહ ૧૨

દેવ અટારૂ અવનુ કરઇ, નદી નીર સાયરમા ધરઇ,
સરોવર સુકા દીસઇ ઘણા, અવત[5] લક્ષણ દીસઇ ઘણાં ૧૩

---

(૧) તેણે (૨) પગઅણુવાણે પાલો સિરભાર (૩) એ સાતે પૂર્વના પાપ (૪) ભાવ (૫) અવળા લેખ તે દૈવહ તણા

જે પુણ્યવંત અનઈ દાતાર, શ્રાવક ભીમો જગમાં સાર:
અસ્યું પુરૂષ નઇ નિર્ધનપણું, દેખી મંત્રીનઇ દૂખ ઘણું ૧૪

સહી ભગવતનું કાધું હસઇ, થોડે દિવસે ભીમ સુખીઉ થસઈ;
નિર્લોભી પુણ્ય ઉપરિ રાગ, પ્રાહિં તે ન હુઇ [1]નિર્ભાગ. ૧૫

નમી વિનમી વિદ્યાધર જોય, એક ચિંતઈ હુઆ નર દોય,
પૂજઈ ઋષભદેવના પાય, દેહી ઋદ્ધિ બોલઈ તમ હાય. ૧૬

ઋષભ મુખી સંક્રમિ કરી, ધરણેન્દ્ર દેવ બોલ્યો પરવરી,
સહસ અડતાલીસ વિદ્યાદીધ, નમી વિનમી હરખીનઇ લીધ. ૧૭

ભગતિ કરી તો નિષ્ફલ ન હોઇ, પુણ્યતણુ ફલ પ્રગટ જોઇ,
ભીમો ભગતિ કરઇ જીન તણી, એ ઘરિ લક્ષ્મી દીસઇ ઘણી ૧૮

અસ્યું વિમાસઇ મંત્રી જામ, ભીમ વાણીઓ બોલ્યો તામ,
પુણ્ય કાજઇ લીઉ સાતઇ દ્રામ, હુ જાઈસ હવઇ જીહાં[2] ગ્રામ ૧૯

એક ચિત નર દીઠો જસઇ, શિરનામુ માડયું તિહા તસઇ
અવર પુરૂષ પૂછઇ તસ ઠામિ, સિરનામુ માડયું કુણ કમિ ૨૦

મંત્રી કહઇ વિવહારી સુણો, એ સામી સપરો આપણો,
પુણ્યકાજી ધગસૂતર દીઉ, તેણઇ કારણિ સરિ નામું કીઉ ૨૧

એણે વચને નર હરખ્યા સહુ સ્વામી ભીમ પ્રસસો બહુ
વિનય ઘણો બાહુડદે કરઇ, સોવનપચ સહઇ આગલિ ધરઇ, ૨૨

કાલ ભાવ જાુઇ તહા ભીમ, સોવન લેવા ખાધી નીમ,
ભીમ પ્રસસો[3] પાછો વ'યો, સજન કુટુંબનઈ આવી મળ્યો ૨૩

પણિ હઇડામાં ચિંતા ઘણી, નારિ અ છઇ ઘરમાં વઢકણી,
તેહથી ભીમો બીહઇ બહુ, તે આગલિ હારઇ નર સહુ ૨૪

અતિ [4]કાલી અનઇ વાચાલ, ફિરી જવાબ દીઇ તતકાલ;
પ્રાહિં રહઇ તે રીસઇ ભરી, ખડકયા માહિથી બોલઇ ફિરી. ૨૫

---

૧, દુર્ભાગ્ય. ૨. રુાજ. ૩. વખાણ્યો ૪ આકુલિ.

## દુહા.

અણુબોલવી બોલતી, વચિમા કરરતી વાત,
પ્રાહિ બહુ બોલાંવતી, જગમા ભૂડા[૧] સાત ૧

## ચઉપઈ

નારી શિષ્ય સેવક દીકરો, ઋષિ બોલ્યાનો લીઇ અભિગ્રહો,
છિદ્ર[૨]સહિત નિર્ધન સાતમઇ બહુ બોલે કહઇનઇ નવિ ગમઇ. ૧

બહુ બોલી ભીમાની નારી, ભીમો બીહઇ હઇઆ મઝારિ,
પુણ્યમાઝીં ધનખરચ્યા મઇ દામ, નારીનહીં રાખઈ મુઝ મામ. ૨

અસુ વિમાસઇ બોલઇ બીહઇ, તિનવી વાત ધાલઈ સ્ત્રી હઇઇ,
મઈ જઇ જૂહાર્યો સેત્રુજ સ્વામી ધૃતમાયા દીધુ પુણ્યકામિ ૩

ભાગી ચિંતા મનમા હતી, નારી કુલઠ થઇ[૩] ગુણવતી,
તેણી પ્રમસો નિજ ભરતાર, ભલું કરિઉં પુણ્ર કીધુ સાર ૪

સખનુ પુણ્ય નઇ સમનુ પાપ, પરતગિ ફલ પામઇ નર આપ,
સાતઇ દ્રામ પૂજા ફલ જેહ, પરગતિ પુણ્ય ફલ્યુ નર તેહ ૫

તુઆતણો ખીલો જાજરો ભગી નીસરીઉ બાહિરો
ભોમિ ખણી બઇસાર્યો ફિરી, પુણ્યઈં લખમી પ્રગટ કરી ૬

કલસ એક પ્રગટ્યો તિહાસાર, માહિ સોવન ચ્યાર હજાર.
ભીમો તે ધન હાથિ ન સાહિ સોવન લઈ નઇ સેત્રુજ જાઇ, ૭

ગયો ભીમ બાહડેદે જીહા, સોવન કલસ ધર્યો તિહાં
સ્વામી એ ધન નાવઇ કામિ, એ ધન ખરચો પુણ્યનઈં કામિ ૮

તવ બાહડ મનિ કરઇ વિચાર, એહનઇ આપ અછઇ સંસાર
સાધુ ધન ધરમાં નવિ ધરઇ, કો ઉત્તમ નર દીસઇ સરઇ ૯

૧. હોઈ. ૨. છત્ર. ૩. હુઈઈ.

### દુહો

ઉત્તમ નર જગિ એ સહી, રાખઇ વિવહારી વટ્ટ
મંત્રી કહઇ નર સાંભળો, જગમાં અચરિજ આઠ ૧

### ચઉપઈ

સરપિ સમતા સત્ય જૂઆર, મદપાંની[1] નઇ તત્ત્વવિચાર
વિપ્રય સમતા સ્ત્રીનઇ વિષય, દયા ધર્મ નઈ મંસહ ભખઈ ૧
સૂરપણું નપુંશક તણુઇ, અસંભમ કાગ પવિત્રહ પણુઇ
વિવહાર શુદ્ધિ નિર્ધન ધરિમારિ, એ અચરિજ જગિ આઠ વિચાર ૨
અચરિજ વાત ભીમાની ઘણી, જેણુઇ લખમી નગણુ સરિખી ગણી
બહુ પ્રસંસી ભીમા તણુઈ, મધુરે વચને મંત્રી ભણુઇ ૩
સુણો ભીમ ભાખઇ પ્રધાન, કિમ લીજઇ નહીં તમહ નિધાંન
જો તુહ્મ હાથિ ચઢીઉ એહ, કરો સોય સુખ પામઈ દેહ ૪
વલી મંત્રી બોલ્યો કર જોડિ, એ ધન લેતા નહીં તહ્મ ખોડિ
બાહડનઇ મનિ એ પ્રઠાય, જીમતિમ ભીમો સુખિઉ થાય ૫
તેણુઇ કારણિ દૂહવી નઇ કહઇ, ભીમા લવનવ કરતો રહઇ
લીઉ નિધાન જાઉ તહ્મ ઘઇરિ, ખાઉ પુણ્ય કર બહુપઇરિ ૬

### દુહા.

આપી વચન મંત્રી કહઇ, હિતબુદ્ધિ હઇઇ અપાર
કડવુ બોલી કારણિ, ઉત્તમ કરઇ ઉપકાર ૧
પર ઉપગારી વૈદ જો, દિઇ મુખિ ઉખડ ભલ
રોગ દોષ દૂરિં કરઇ, કરઇ દેહ નિસંસ ૨
તિમ કડવું નર કારણિ, બોલી કામ કરેહ;
ઉત્તમ નર કવિઅણુ કહઈ, લીંબ સરિખા તેહ. ૩

---

૧. મદિસ.

### કવિત્ત

મુખિ કડવા ગુણવંત, તાસતા લીંબ પટંતરિ,
શીતલ ગુણ સહઇ મન્ય, પત્ર દ્વિજા નહી અંત૦,
દ્રામતણો સુલતાન, લખણ અંગ [1] છત્રીસહ,
લીંબ વડો લઘુરાય, તાસતુ [2] હોય બત્રીસહ,
અગનિ દાઝિ ના[3] ચિંવરધ, ફલફુલ છાયા સહઈ ગુણ પેરઈ
કવિ ચણ[4] કહઇજે સર્પસેવ તાસ વિષ નિર્ણય કરઇ ૧

### દુહા

નરણ કરઇ તે વિષનણી, દુખ દેઇ નિજ પ્રાણ
પર ઉપગારી તુ સહી, સબતો લીંબ સુજાણ ૧
લીંબ સરિખો વાગભટ્ટ, કરતો પર ઉપગાર
બીમતણઈ મુખિ ઈમ કહઇ, નિઇ ધન મકરિ વિચાર ૨

### ચઉપઇ.

મ કરિ વિચાર બીમા વણીઆ, પુણ્યઈ સોનઇઆ આણીઆ
માનિ વચન મુઝ સ્વામીતણુ, વારવાર શુ કહીઇ ઘણુ ૧
બીમ ન લિઇ [5] નવિ બોલઇત્યાહ, આપ વિચારઈ હઇડા માહિ,
અદત્તદાન તુ મુજ પચ્ચખાણ, વ્રત ન ખડુ જીહાં ઘટિપરાણ ૨
અસ્સ વિચાર કરંત મનમાહિ, પ્રગટ થયો કવડયક્ષ તાહિ,
બીમા એ ધન તાહરૂ સહી, ખાઉ ખરચો મન ગહગહી ૩
સુરવચને બીમો હુઉ ખુસી, વાત હઇઇ બાહડનઇ વગી,
મંત્રી નઈ પ્રસસી કરી, જીનપૂજી ઘરિ આવ્યો ફિરી ૪
સુખી હુઉ નર શ્રાવક બીમ, પાલઇ વ્રત નવિ ખંડઇનીમ,
ધન ખાય ખરચઇ પુણ્ય કરઇ, સેત્રુંજ નામ હઇયમાં ધરઇ ૫

(૧) બત્રીસ (૨) ગુણ (૩) તોયિર કરે (૪) રૂપમ (૫) તજ

## દુહા.

મનિ શુદ્ધિ સેત્રુંજ ચઢઈ, જીન પૂજઇ ત્રિણિ કાલ;
ભીમતણી પરિ તે સુખી, સુણુયો સહુ વૃધ્ધ બાલ ૧
સુકવિ કહઇ જગિ તે ભલા, જેણુ જગિ પોષ્યાં પાત્ર;
ધન્ય જીવ્યું નર તેહનું, કીધું સેત્રુંજ યાત્ર ૨
શ્રીજીન કહઇ તીરથ વડુ, શ્રી સેત્રુંજો સાર;
ગણધર મુનિવર પંડવા, એણુઇ ગિરિ પાંમ્યા પાર ૩
સુર્યકુંડ જઇ ભીમમાં, જે નવિ નાહ્યા નીર;
શ્રીજીન કહઇ નર જાંણુયો, મયલાં તામ સરીર ૪
ગૌતમ સરિખો ગુરૂ વલી, ઋષભ સરિખો દેવ;
સેત્રુંજ સરિખો ગિરિવલી, પુણ્યઇ લહઇ સેવ; ૪
પુણ્યઈ બહુ ધન પામીઉં, નવિ કીધુ ઉદ્ધાર
સેત્રુંજ ગિરિ નવિ ફરસીઉ, તેણુઇ હાર્યો મનુ અવતાર ૫
પુણ્ય જાંણી મંત્રી તિહાં, બાહડદે ગુણવંત
ભુવન નીપાયું જીન તણું, ઉંચુ મોય અત્યંત ૬

## ચઉપઈ

દેહરૂઇ કામ ચલાવી કરી, મંત્રી આવ્યો પાટણ ભણી;
ભુવન નીપાયું પુરૂં જસઈ, વધામણી લેઇ આવ્યા તસઈ ૧
હરખ્યો મંત્રી મનહ જગીસ, સોવન જીભ આપી બત્રીસ;
બીજઇ દિવસ વધામણી વલી, પડિ પ્રાસાદ તે ભૂમિં ઢલી ૨
મનિ વિખવાદ અનઇ વલી હર્ષ, વધામણી પહઇરાવ્યો પુરૂષ,
ચૌસઠિ જીભ તે સોના તણી, આપઇ નર તિહાં વધાંમણિ ૩
કીધું ભુવન પડયું તે દુઃખ, જીવંતાં પડયું તે સુખ;
હવઇ બુદ્ધિ હું કરૂં વિશાલ જીમ જીનમંદિર રહઇ ચિરકાલ ૪

એહવુ આપ વિમાસી કરી, મંત્રી તિહાં ચાલ્યો પરવરી,
અબ્યા શ્રી સેત્રુંજે જીહા, સુભ સિલાટ તેડાવ્યા તિહા, ૫

પૂછઇ મંત્રી સુણિ સિલાટ, એ પ્રાશાદ પડયો સ્યા માટિ,
કારીગર કહઇ સુણિ પ્રધાન પવનઇ પડીઉ દેવ વિમાન ૬

હવઇ ચઉમારો કરો પ્રાશાદ, છદ્ર પુરી સુ કરતો વાદ
પણિ એક દોષ અછઇ પ્રધાન, પાછનિ જનમ નહીં સંતાન ૭

મંત્રી કહઇ સાભલી સિલાટ, કરિ પ્રાસાદ[2] સુંદર શુભ ઘાટ,
કરિ ચઉમારો ચઉ વટવાટ, જે દેખાડઇ શિવપુર વાટ ૮

પુત્રી પુત્ર ઝ્યા તિ જેહ, સાથિ' કોય ન આવઇ તેહ
કર્મ પોતિ જો જુડા હોય, તો તે નામ પિતાનુ ખોય ૯

સરિઇનો પુત્ર જો સુ કીધ, પિતા તણે મસ્તગિ ઘા દીધ,
ચરિત્ર જુઓ સુરીપુર કુમાર, તેણે તાત માર્યો નિરધાર ૧૦

હવે સનાટ વિચારો આપ, કંસે દુખિયો કીધો બાપ,
કોણિ રાજા સામુ જોય, જીવિત સોય પિતાનુ ખોય ૧૧

કો કહઇનો નહીં સંસારિ, પરદેસી નઇ મારઇ નારિ,
કેતા તુઝ ભાખુ અવદાત, મણિરથ રાઇ માર્યો ભ્રાત ૧૨

કનકકેતુ મારઇ નિજ બાલ, સુભદ્રાનઇ દિઇ સાસુ આલ,
રાજા સંખ પૃથિવિનો નાથ કલાવતીના કાપ્યા હાથ ૧૩

તેણઇ કારણિ કારીગર જોય, કલિમા કોઇ કહઇનુ નવિ કોઇ,
કહઇના બેટા કહઇની વહુ, આપ સવારથ મિલીઉં સહુ ૧૪

પુત્ર કુટુંબ સહુ મિથ્યાવાદ, કીજઇ ચઉમારો પ્રાસાદ
વેગઈં ભુવન કરાવ્યુ ત્યાહ ઋષભદેવ બેસાયા માહિ. ૧૫

સંવત બાર અનઇ અગ્યાર, શનિવારઈં કીધુ વિસ્તાર,
ડ કલસ ધ્વજ , તોરણ જેહ હેમ સૂરિ પ્રતિષ્ટેય તેહ ૧૬

(૧) ફરિ (૨) પુત્ર સુતાનો નહિ ઉગાટ

ચઉવીસ વાડી ચઉવીસ ગામ, પૂજા કાજી ખરચઇ દામ,
તલહટીઇં જીહા સુભ ઠામ, ગામ વસાવ્યુ બાહડપુર નામ. ૧૭
તિહા એક ત્રિભુવનપાલ વિહાર, પાર્શ્વનાથ થાપ્યા તિહા સાર,
જગમા વર્ત્યો જયજયકાર, ધન ધન બાહડદે અવતાર, ૧૮
પુણ્યકાજ કરી તેણઇ ઠારિ, મંત્રી ચલ્યો ગઢ ગિરિનારિ
ત્રિણ્ ઉપવાસ આરાધી દેવ અંબાઇ આવી તતખેવ ૧૯
બોલ્યો મંત્રી લાગી પાય, પાજ કરેવા છઇ ઇચ્છાય,
દેવી કહઇ ચિંતા કરિ તાજિ, નાખુ ચોખા તિહા કરૂ પાજ ૨૦
દેવી વચન હતુ જેતનઇં, શાલત્રુષ્ટ હુઇ તેતનઇં,
મંત્રી મુહુર્ત્ત લેઇ સાર, પાજ કરાવઇ અતિહિ ઉદાર ૨૧
દોઇ કોડિ સતાણુ લાખ, સોનનટકા ખરચ્યા હર્ષ,
ધન ધન બહાડદે અવતાર, ઉતાર્યો ઉદયન સિર ભાર, ૨૨
પુત્ર જણ્યાનું એ પરિમાણ, જેણઇંવહી તાતની સરિઆણ,
પિતા ટણ્ઇ ઉસકલ થઇ, પાટણિ આવ્યો તે ગહઇ ગહી ૨૩

ઢાલ

પાટણિ મંત્રી આવીઉ કીધો રાય જૂહર'
ડંડનાયક અંબડ કીઉ, હુઉ તે જયજયકાર

ઢાલ

સુનઠીની ધનધન સેતુંજ ગિરિવર એ દેશી
રાગ-ગોડી—રાગ-ધનાશ્રી

જયજયકાર હુઉ સહી, ત્યાહા અંબડવિચારઇઆપ હો
તાત ઉસંકલ થઇ કરી, ધોયુ પૂરવ પાપ હો, ૧

એહવું આપ વિમાસી કરી, મંત્રી તિહાં ચાલ્યો પરવરી;
આવ્યા શ્રી સેત્રુંજે જીહાં, સુભ સિલાટ તેડાવ્યા તિહાં; ૫
પૂછઇ મંત્રી સુણિ સિલાટ, એ પ્રાશાદ પડયો સ્યા માટિ;
કારીગર કહઇ સુણિ પ્રધાન. પવનઇં પડીઉં દેવ વિમાન ૬

હવઇ ચઉઆરો કરો પ્રાશાદ, ઇંદ્ર પુરી સું કરતો વાદ;
પણિ એક દોષ અછઇ પ્રધાન, પાછલિ જનમ નહીં સંતાન ૭

મંત્રી કહઇ સાંભલી સિલાટ, કરિ પ્રાસાદ[૨] સુંદર શુભ ઘાટ;
કરિ ચઉઆરો ચઉ વટવાટ, જે દેખાડઇ શિવપુર વાટ ૮

પુત્રી પુત્ર કલ્યાં તિં જેહ, સાથિં કોય ન આવઇ તેહ;
કર્મ પોતિ જો ભુંડા હોય, તો તે નાંમ પિતાનું ખોય ૯
સરિઇયો પુત્ર જો સું કીધ, પિતા તણે મસ્તગિ ઘા દીધ;
ચરિત્ર જુઓ સુરીપુર કુમાર, તેણે તાત માર્યો નિરધાર ૧૦

હવે સલાટ વિચારો આપ, કંસે દુખિયો કીધો બાપ;
કોણિ રાજા સામુ જોય, જીવિત સોય પિતાનું ખોય ૧૧
કો કહઇનો નહીં સંસારિ, પરદેસી નઇં મારઇ નારિ;
કેતા તુઝ ભાખું અવદાત, મણિરથ રાઇં માર્યો ભ્રાત ૧૨
કનકકેતુ મારઇ નિજ બાલ, સુભદ્રાનઇં દિઇ સાસુ આલ;
રાજા સંખ પૃથિવિનો નાથ, કલાવતીના કાપ્યા હાથ ૧૩
તેણઇ કારણિ કારીગર જોય, કલિમાં કોઇકહનું નવિ કોય;
કહઇના બેટા કહઇની વહુ, આપ સવારથ મિલીઉં સહુ ૧૪

પુત્ર કુટુંબ સહુ મિથ્યાવાદ, કીજઇ ચઉઆરો પ્રાસાદ;
વેગઈ ભુવન કરાવ્યું ત્યાંહ, ઋષભદેવ બેસાર્યા માંહિં. ૧૫
સંવત બાર અનઇ અગ્યાર, શનિવારઇં કીધું વિસ્તાર;
કલસ ધજ તોરણ જેહ, હેમ ચઢિ પ્રતિષ્ઠ્ય તેહ. ૧૬

(૧) ફરિ. (૨) પુત્ર સુવાનો નહિં વાધ.

ચઉવીસ વાડી ચઉવીસ ગાંમ, પૂજા કાજી ખરચઇ દાંમ;
તલહટીઇ જીહા સુભ ઠાંમ, ગામ વસાવ્યુ બાહડપુર નાંમ. ૧૭

તિહાં એક ત્રિભુવનપાલ વિહાર, પાર્શ્વનાથ થાપ્યા તિહાં સાર;
જગમાં વર્ત્યો જયજયકાર, ધન ધન બાહડદે અવતાર; ૧૮

પુણ્યકાજ કરી તેણઇ ઠારિ, મંત્રી ચાલ્યો ગઢ ગિરિનારિ.
ત્રિણુ ઉપવાસ આરાધી દેવ, અંબાઇ આવી તતખેવ. ૧૯

બોલ્યો મંત્રી લાગી પાય, પાજ કરેવા છઇ ઇચ્છાય,
દેવી કહઇ ચિંતા કરિ તાજિ, નાખું ચોખા તિહા કરૂ પાજ. ૨૦

દેવી વચન હતુ જેતલઇ, શાલવૃષ્ટ હુઈ તેતલઇ,
મંત્રી મહુર્ત્ત લેઇ સાર, પાજ કરાવઇ અતિહિ ઉદાર. ૨૧

દોઇ કોડિ સતાણુ લાખ, સોવનટકા ખરચ્યા હર્ષ;
ધન ધન બહાડદે અવતાર, ઉતાર્યો ઉદયન સિર ભાર, ૨૨

પુત્ર જણ્યાનું એ પરિમાણુ, જેણઇવહી તાતની સરિઆણુ,
પિતા તણુઇ ઉસકલ થઇ, પાટણિ આવ્યો તે ગહઇ ગહી. ૨૩

ઢાલ

પાટણિ મંત્રી આવીઉ, કીધો ગપ જુહાર'
ડંડ નાયક અબડ કીઉ, હુઉ તે જયજયકાર.

ઢાલ

ચુનડીની ધનધન સેત્રુંજ ગિરિવરૂ, એ દેશી
રાગ-ગોડી—રાગ-ધનાશ્રી

જયજયકાર હુઉ સહી, ત્યાંહા અબડવિચારઇ આપ હો;
તાત ઉસંકલ થયુ કરી, ધોયુ પૂરવ પાપ હો, ૧

ધન ધન પુત્ર સુપુત્ર[1]હો, રાખ્યુ ઉદયન નામ હો;
તાત કલ્યાણક કારણે, ભુવન કર્યું અભિરામ હો ધ.
અબડ ભૂપનઈ કહી કરી, ભરૂઅચિમાહિ જાય હો,
શ્રીમુનિ સુવ્રત દેહરઈ, આવ્યો અતિ ઉચ્છાય હો ધ

શ્રીજીન મંદિર દીપતુ, સમલીઆ વિહાર હો,
નામ અરથુ કુણ કારણિ, સુણયો સહુ વિચાર હો ધ. ૪
સમલી એણુઈ થાંનક બઈઠી તરૂઅર ડાલી હો,
બાણુ આહેડી સાધિઉ, પંખ હણી તતકાલ હો ધ ૫
સુપુરૂષ શ્રાવક (મુનિ) નિહા મિલ્યો, દીધુ તત્ર નવકાર હો,
સોય મરિ થઇ બાલિકા, સિંહલ નૃપ ધરિ અવતાર હો ધ ૬

શ્રીનવકાર સુણી લહી, જાતિ સમરણ સારહો
તેણુઇ પ્રાસાદ કરાવીઉ, સમલીઆ વિહાર હો ધ ૭
તે જીનમંદિર જાજરૂં, દેખી અંબડ ત્યાહિં હો
પાયો વેગ મંડાવીઉ, ઇચ્છા અતિ મનમાહિં હો ધ ૮
કાપી દેવી નર્મદા મેલી પાયા સાહિ હો
પુરૂષ પઇઆ લઇ ચાપીઆ, બોલ્યા બાકરી બાધિ હો ધ. ૯
મંત્રી મનિ બીહનો નહી, કામ ચલાવ્યુ તામ હો,
પ્રગટ થઇ દેવાગના, નર બોલઇ ગુણ આમ હો ધ ૧૦
સાહસીક તુ શીલઇ ભલો, અંબડ તુ ગુણવંત્ત હો
કરિ પ્રાસાદ સુહામણો, મન સુદ્ધ અત્યંત હો ધ ૧૧
બલિ બાકુલ ઉછાલીઆ, લગન ભલું શુભ વાર હો
શ્રીજીન ભુવન કરાવીઉં, ઉચું હાથ અઢાર હો ધ. ૧૨
સંવત બાર વીસો તરઇ, સમલીઆ વિહાર હો,
શ્રી મુનિ સુવ્રત થાપીઆ[2] આવઇ સંધ ઉદાર હો ધ ૧૩

૧ વ. (૨) થાપના

કુંમરનિરંદહ આવીઉ, આવ્યા હેમ સૂરિંદ હો
બિંબ પ્રતિષ્ઠા તિહાં કરી, થાંપી મૂરતિ ચંદ હો ધ. ૧૪

અંબડ કરતો આરતી, ઉતરાવઇ કુંમરનિરંદ હો;
બિહુતરિ નૃપ ચામર ધરઇ, જીમ જીન આગલિ ઇંદ્ર હો ધ. ૧૫

અંબડ દાનિ વરસતો, આપઇ અસ્વ રત્ન હો
આરતી વેલા આપીઆં, બત્રીસ લાખ સોવન હો ધ. ૧૬

અંબડ હર્ખ હઇઇ ઘણો, ચઢીઉ દેવલ શ્રુંગ હો;
ડંડ ધજ તલિ આપીઉ, નાચ્યો મનનઇ રંગિ હો ધ. ૧૭

શિર ઉઘાડઇ નાચતાં, છલીઉ અંબડ ત્યાંહ હો
કોપી દેવી સિંધવા, જે થિર ભરૂઅચિ માંહિ હો ધ. ૧૮

જાણ્યું હેમાચારજીં ચ્યાલ્યો અંત્રીક જાય હો
આવ્યા દેવી દેહરઇ, કાઉસગ્ગ રહઇતસ ઠાય હો ધ. ૧૯

નવિ માંની દેવી સિંધવા, ઉઠયો ચેલો તામ હો;
ઉખલિ ચાવલ ખાંડતો, ધ્રૂજઇ દેવલ ઠામ હો. ધ. ૨૦

તોહઇ ન માનઇ સિંધવા, માર્યો બીજી ધાય હો,
દેવી મૂરતિ ચર થરી, તોહઇ ન વારી જાય હો. ધ. ૨૧

મંત્રી જાપ જપાવીઉં, માર્યો ત્રીજો ધાય હો;
આવી ચઉસઠિ યોગની, લાગી મુનિવર પાય હો. ધ. ૨૨

ચઉપઇ.

પાય નમી મુનિવર નઇ દેવિ, ચઉસઠિ યોગની આવી બેવ
વિકટ નામ હું તેહનાં લહુ, તે સઘલાં ગુણ વિવરી કહું ૧

તારા ત્રિપુરા નઇ તોતલા, ગુલજા તારણ નઇ મહઇખલા
હીંગોલી દેવી હરિસિદ્ધ, એકસવિશ તે પ્રસિદ્ધ ૨
ચાંમુંડી ચંડી[1] ચડિકા, ખપરીઇ બાધા સાટિકા

1. સદ્ધિ.

દૈત સંઘારણ દુર્ગા જેહ, સિંધવાહની આવી તેહ
ખોજાઈ દેવી ખોડીઆર, તેડી આવી તેણઇ ઠારિ
વહઇરાઇ નઇ વાઘેસ્વરી, માહોંમાંહિ તે રોસઈભરી
અંબે અંબાઇ આકલી, કાલી મહાકાલી સાંકલી
સિધવા નઇ આવી સચિ આવી, માતર માતંગી નઈ લાવી
કમખાદેવી નઇ કામરા, હાથ દેખાડયા હેમઈ ખરા
જગદંબા નઇ જવાલા મુખી, ધનુષધરી દેવી સરવભખી
દેવી ભવાંની નઇ ભદ્રિકા, ગોરી માતા નઇ અંબિકા
માતીદેવી અનઇ મદભરી, વલી વડુંચી ઉભી કરી
ગહઇલી બહઇચરી પદમાવતી, આવી તિહાં મુનિહેમહ જતી
આસાપુરી આવી કાલિકા, મોટાખોલ ખોલઇ મુખિ ચકા ૮
રૂહાપુરી દેવી દુબલી, આવી ટોલામાંહિ બલી
ગિરજાદેવી નઇ ચોરવાડિ. તિલાવની કહઇ બુંબ મ પાડિ ૯
બાલા ભયરવી નઈ ઉરવસી, કાલાંતી આવી તિહાં ધસી
બોરસિદ્ધ અનઇ વીરસિદ્ધિ, ગોઇઆસધજ જગમાં પ્રસિદ્ધ ૧૦
ચારણ સુખિ નઇ ઉંમયા જેહ, નર્મદા નાગિલ દેવી તેહ
સરવાંણી મહાદેવી સાર. બાંધી ચઉસઠિ કરઇ પોકાર ૧૧

સુકૃત વિઘન કરંતડાં, તાહરો નહીં મેહેમાય હો દી ૨
બોલી તાંય દેવાંગના, એ માહરો અપરાધ હો
હું અબડ નીંઠી કરીં, ન કરૂં તુહસું વાદ હો દી ૩
છોડી તામ દેવાંગના, લાગી મુનીવર પાય હો
હેમ પ્રસંસ્યો અતિ ઘણું, તું સાચો ઋષિરાય હો દી ૪
મુનિવર નામ=હિમાયકી, દેવી હુઇ સંતુષ્ટ હો
અંબડ વિઘન નિવારીઉં. કીધી પુષ્પની વૃષ્ટિ હો દી ૫

દુહા.

પુષ્પ વૃષ્ટિ પ્રેમઇ કરી, નમી સુદેવી ત્યાંહ;
અંબડ હેમ સૂરિંદ ગુરૂ, આવ્યા પાટણમાંહી ૧
શ્રીગુરુ પાટણમાં રહઇ, ભાખઇ ધર્મ કથાય
વલી વ્યાખ્યાન સુંણાઇ સદા, ચઉલક વસી રાય ૨

ચઉપઇ

એક દિવસ કહઇ હેમ સૂરિંદ, પ્રેમઇ સુંણાયો[1] કુંમરનિરંદ;
સોલ સસા ધરિ લહઇ તોય, જો પૂરવ[2] સંચિતપુણ્યહોય ૧.
સુદગુરુ સેવા સુકુલે જન્મ, સધની ભગતિ સદ્દહણુધર્મ,
સુદ્રવ્ય સેત્રુંજ કેરી યાત્ર, પુણ્યઇં લહીઇ મુનિ સુપાત્ર ૨
સાત ખેત્ર તણું પોખવુ, સત્ય વચન મુખથી ભાખવું;
સમતા કુંડમાં હિં ઝિલવુ, તેહનઇંસુભગતિ વહઇલાં જવુ ૩
સમાધિ સરીર સુંણવું સિદ્ધાંત, સમકિત શીલ રાખઇ એકાંતિ
સાસિક[3] ગુણ તે પુણ્યઇ ગય, પુણ્યઈં સંઘપતિ તિલક ધરાય ૪
સોલ સસા ઈમ વિવરી કહ્યા, પૂર્વ પુણ્ય નર તેણઇ લહ્યા;
સોલ સસામાં સંઘવી સરઇ, તિલક ધરી સિર યાત્રા ધરઇ ૫

(૧) ઈ (૨) પૂરણ.

શ્રાવકમાહિ વ્રતધર વડઇ, તે મુનિવર નઇ પાએ પડઇ,
મુનિ નમઇ આચાર્ય પાય, આચારજ અરિહંતનઇ ધ્યાય ૬
અરિહંત સિદ્ધતણુઇ નિત્ય નમઇ, સઘનઈ સઘવીના ગુણ ગમઇ
તે સઘ તિલક સહી પુણ્યઇ થાય, પુણ્યઈ શ્રી સેત્રુન્જ જાય ૭
અન્ય તીરથ સેવઇ ખટમાસ જેનુ પુણ્ય નોહઇ નર તાસ,
શ્રી સેત્રુજય એક ખિણુ રહઇ, તેહથકી પુણ્ય અધિકુ લહઇ ૮
નદીસરવર યાત્રા જાય, તેહનુ પુણ્ય મઇ કહ્યુ નજાય,
તેહથી ચુગમ ગણુ પુણ્ય હોય, કુડલ દીપ જન નયણે જોય ૯
ત્રિ ગુણુ પ્રુણ્ય હુઈ તતખેવ રૂચક દીપના જૂહારઈ દેવ
ગજદતી જે યાત્રા જાય, પુણ્ય ચઉ ગુણુ તેહનઈ થાય ૧૦
તેહથી ચુગમ ગણુ પુણ્ય થસઇ,[1] જબુ વૃક્ષઇ યાત્રા જસઇ,
તેહથી છગણુ સુકૃત મડ, દેવ જૂહારઇ ધાતકીખડ ૧૧
બાવીસગણુ પુણ્ય તેહનઇ સહી, પૂખરદીપ પ્રણમઇ ગહગહી,
તેહથી સાત ગણુ પુણ્ય સોય, મેરૂ શિખર જીન જુહારઇ સોય ૧૨
સમેત શિખર નર જે પણિ જાય, સહસ ગણુ પુણ્ય તેહનઈ થાય
અજન દીપ જુહારઇ જેહ, લાખગણું પુણ્ય લહસ્યઇ તેહ ૧૩
દશ લાખ તિહાથી ગુણુ વિસ્તાર, જૂહારઈ અષ્ટાપદ ગિરિનારિ,
તિહાથી કોડિગણુ પુણ્ય માન, સેત્રુજ નામ સુણતા કાંનિ ૧૪

દુહા

સેત્રુજ નામ સુણાતડા, હઇડઇ હર્ષ અપાર,
સકલ તીર્થ આદિ વલી, શ્રી સિદ્ધાચલ સાર ૧

ઢાલ

રાગ—રામગિરિ રામભણુઇ હરિ ઉઠીઇ—એ દેશી

જગમાં તીર્થ છઇ ઘણાં, તેમા સેત્રુજો સાર રે
પામ્યા ભાવિજન પારરે, નિવારી તિહા ગતિ ચારરે,

(૧) હસઇ

પુહુતો મોક્ષ દુવારરે, સેત્રુંજ સેવોરે ભાવિજના એ આંચલી ૧
જે જન છહરી પાલતા, સેતરૂંજ વદન જાયરે;
નદી સેતરૂંજીમાં નાહઇરે, પોઢાં પાપ ધોવાયરે;
એમ ઘટ નિર્મલ થાય રે. સે. ૨

સમકિત શીલરે રાખતો, પગિ ચાલતાં તે જાય રે
એકલ આહાર કહાયરે, ભોમિ સંથારી તે થાય રે.
સચિત્ત પરિહારિ થાય રે. સે. ૩

સેતરૂજ વધાવો રે કારણિં, હોયો અતિ ઉજમાલરે.
દેઇ પ્રદક્ષિણા માલ રે, કર્મ ખપઇ તતકાલરે,
પોતઇ પુણ્ય વિશાલરે. સે. ૪

સૂર્ય કુંડ જઇ ભીમમાં, નાહઇ નિર્મલ નીરરે.
નહીં તસ રોગ સરીરરે, જસ ગુણ અતિહિં ગંભીરરે,
ભાખઇ આદિલ વીરરે. સે. ૫

પસુ પ્રમુખ જે પંખીઆ, જલચર જીવડા જેહરે;
સેવઇ સેત્રુંજે તેહરે, દુખીઆ નહીં તસ દેહરે
ત્રીજઇ ભવિસિદ્ધ તેહરે. સે૦ ૬

સાત છઠ્ઠ બિઇ અઠ્ઠમઇ, ગણઇ વલી લાખ નોકરરે,
સેવઇ સેત્રુંજો સાર રે, તેહનઇ હોય અવતારરે;
તે નિશ્ચઇં નિર્દ્ધારરે. સે૦ ૭

પાંચ ભારત મહાવિદેહમાં, ઐરવત પંચઇ તુ જોયરે,
તીર્થ અસ્યોઅ ન કોયરે, ભરતઇ પેખી સોયરે;
દીઠઇ ત્રિભુવન મોહઇરે. સે૦ ૮

દુહા.

ભવિજન વંદો ભાવસ્યું, જપો તે ગિરિવર નાંમ;
આગઇ સંઘપતિ બહુ હના, સુણિ તેહના ગુણ ગ્રામ. ૧

ઋષભ વચન ભરતઇ સુણિ, કીઉં તે ઉત્તમ કામ,
સોવન પ્રાસાદ કરાવીઉ, રાખ્યુ જગમા નામ.
નામતે જગમાં રાખીઉ, પુહુતી મનની આસ,
ભરત ગયો કીર્તિ રહી, પુષ્ફ ગયા જીમ વાસ
સેત્રુંજ્ઞ સઘવી જવ હવઇ ભૂપતિ ભરતનિરદં
તાસ કીર્તિ જગમા રહી, જીહા રવિ તારાચદ

ઢાલ

રાગ—આશાઊરી ગુરુણીના રથ મારગ જોવા—એ દેશી

ભરત સમય સઘ આવે સારો કોડી નવાણુ નિરખો
લાખ ન્યવાસી સહસ ચઉરાસી, નરપતિ દેખી નિરખો
હો ભવિકા સેતરૂંજ, ગિરિવર સારો,
નદી સેતરૂજી સૂરજ કડઇ નાહી નરભ જુહારો ભ૦ ૧
આદિજસા તે ભરતહ પાટિ, મહાજસા તે બીજઇ,
અતિ બનીઉ નરખો લોગા, અતિમન પાટિ ત્રિજઇહો ભ૦ ૨
મનિભન્ન ચઉથઇ પાટિ પેખો, પચમ તે બનિવીર્ય,
કીર્તિવીર્ય અનઇ જલવીર્ય, જેહનું સભ્નુ ધીર્યહો ભ૦ ૩
એ સાતઇ નર નરપતિ સરીખા, સુર ાસરીખી જોડી
ભરત અનઇ એ સાતઇ વચિમા, પૂર્વ ગયા છઇ કોડી ભ૦ ૪
દડવીર્ય હવો અઠ્ઠમેપાટિ, તેણઇ ઉદ્ધારજ કીઉ,
ભરત તણી પરિ સઘવી સાચો, જગમા બહુ જસ લીધોહો. ભ૦ ૫
ઇદ્રઇ સોય પ્રસસ્યો જગમાં, ઋષભ વસ અજૂઆલ્યો,
પાપ તિમર તે તેહના નાઠા, સેત્રુજ નયણે નિહાલ્યો ભ ૬
ઋષભપુત્ર તણઇ એ પાટિ, સિર સેત્રુંજ્ય નામઇ,
ભુવન આરિસા માહિ કેવલ, ભરત તણી પરિ પામઇ ભ. ૭

दुहा.

ભરતતણી પરિ પાંમીઉ, ઉજ્જલ કેવલ ગ્યાન
યુગ્મ ઉદ્ધાર કરાવીઉં, ખરચ્યું બહુજ નિધાંન ૧

ચઉપઇ

તિહાર પછી ત્રિજો ઉદ્ધાર, ઇસાનેંદ્ર કરઇ અપાર
મહેંદ્ર દેવઇં જગિ જસ લીઉ. ઉધાર ચઉથઉ તે [૧] પણિ કીઉ ૧
બ્રહ્મેંદ્ર હુઉ જગિ જેહ, ઉદ્ધાર પંચમો કરતો તેહ
ચમરેંદ્રે છઠ્ઠો ઇદ્ધાર, સગર ચક્રવર્ત્તિ સતમસાર ૨
પંચાસ કોડિ પંચાણુ લાખ, સહમ પંચોતરિ ઉપરિ ભાખ
એતલા ભૂપતિ સંઘવી થયા, સગર ચક્રવર્ત્તિ વારઇ કહ્યા ૩
ત્રીમ લાખ દશ લાખહ કોડિ, કીઆ ઉદ્ધાર સગરની જોડી
રત્ન કનકમય કીધા બિંબ, રોપી [૨] રાય કીરતિનો થંભ ૪
પછઇ [૩] ઇંદ્ર વ્યંતરનો જેહ, ભુવન આઠમુ કરતો તેહ;
ચંદ્રજસા જગિ મોટો રાય, નુંમો ઉધાર કર્યો તેણે ઠાય ૫
ચક્રધર રાજાઇં કીધ, ઉધાર દશમો તિહાં પ્રસિદ્ધ;
અગ્યારમો ઉધારહ રામ, પાત્રચંદ્ર તેણઇ રાખ્યું નામ ૬

દુહા

નામ તે જગમાં રાખીઉ, રાય યુધિષ્ઠિર જેહ
ભીમ અર્જુન નકુલ સહદેવ, સેતરૂંજ પોહોતા તેહ ૧
ભુવન નીપાયું તેણઇ કાષ્ટમઇ, લેપમઇ ઉધાર [૪] ત્યાંહ;
દ્વાદસ ઉદ્ધાર કરાવીઉ, જસ રહ્યો જગમાંહિ ૨
દીક્ષા ગ્રહી સેતરૂંજ ચઢયા, લહ્યું તે નિર્મલ ગ્યાન
પાંડવ પાંચ મુગતિં ગયા, કરતા સેતરૂંજ ધ્યાન ૩

(૧) તેણે તિહાં કર્યો (૨) થાપી ગયા (૩) હવે (૪) પ્રતિમા.

ચઉપઈ

પાંડવ વીર વચિ વરસ ગયા, સંખ્યા સહસ ચઉરાસી થયા,
વરસે ચ્યારસઈ ત્રિસત્તરિ જાય, વીર પછી હુઓ વિક્રમ રાય ૧
એકસો આઠે વરસ ફેરિ, વિક્રમથી હુઓ જાવડ સેઠ,
ઉધાર તેરમો તેણઈ તિહાં કર્યો, જીન શાસી (જીમ) ભવસાયર તર્યો ૨
જાવડ પાછ્ડ વચિમા કુણા, પચવીસ કોડિ તિહાં નરપતિ સહ્યા,
લાખ પચાસ ઉપરિ ભયા, સહસ પંચોત્તરિ સઘવી થયા ૩
સંવત બારનૂ ચઉરોતરઈ, મંત્રી બાહડ તિહાં કરઈ,
ઉધાર ચઉદસમો અતિહિ વિશાલ, બહુ નીપાયાં તીર્થમાલ ૪
બાર બ્યાસીને સઘપતિ હુઓ, જીનમંદિર કરાવઈ ગઢ ગયો,
અઢાર લાખ કોડિ ઓગણ્યાસ, ટેમટકા ખરચઈ વસ્તપાલ ૫
બારત્રીસ કોડિનઈ છત્રીસ લાખ, અર્બુદાચલ ગિરિનારિ ભાખ,
વસ્તપાલના કરણી લભ, સવાલાખ ભરાવ્યા બિંબ ૬
સવંત તેરનઈ એકોતરઈ, સા સમરો લખમી વ્યય કરઈ,
ઉધાર પનરમો પરગડ કરિ કલસ ધજા[1] ઈંડ ૭

દૂહા

કલસ ધજા ડંડ ભલો, કરાવઈ અતિ ઉછાય,
જાવડ સમરા વચિ વલી, કહું સંઘપતિ સંખ્યાય ૮

ઢાલ

રાગ–સારંગ–મગધ દેસકો રાજરાજેશ્વર એ દેશી.

સાહ જાવડ નઈ સધવી સમરો, એહુ કીધુ ઉદ્ધાર,
તે વચિ સઘવિ સહસ ચઉરાસી, ત્રિણિ લાખ સમકિત ધાર હો ૧
નૃપતિ સેત્રુંજ્ય સઘવિ સાર, શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો,
નહિ પસુઆ અવતાર હો, એ અચલી ૨

---

૧. સુભ

સતર સહસ સઘવી ભાવસાર, ખત્રી શોસ હજાર;
પન્નર સહસ વિપ્ર વખાણુ, એણુઇ ગિરિ પામ્યા પાર હો. ન. ૩
બાર સહસ કુંટબિક સંઘવી, નેઉ સહસ લેકયા કણબી;
પાંચસઇ પીસતાલીસ સંઘવી, નાતિ કંસાર ગણાવી હો. ન. ૪
ભરત સમરાવચિ સંઘવિ અસંખ્યા, તે કેવલી .સહુ જાણઇ
એ તીર્થ મહિમા અતિ મોટા, કિમ છદ્મસ્થ વખાંણુઇ હો. ન. ૫
પનર સત્યાસી પાત સાહ બાધર,[1] દેસઇ નર વણિગ બહુમાંન
સાહ કરમો ઉદ્ધાર કરાવઇ, ખરચઈ બહુઅ નિધાંન હો. ન. ૬
જે પુણ્યવંતા વલી નર હોસ્યઇ, તે સેત્રુજ ગિરિ જાવઈ
પુણ્ય કામિ ધન ખરચ્યું જેણુઇ, સોય સંઘાતિં આવઇ હો. ન. ૭
દાન ન દીધું શીલ ન પાલ્યું, નવિ પોખ્યા વલી પાત્ર
તે નર રાનિ રોયા તુહ્મો જાણો, કીધી ન સેત્રુજય યાત્ર હો. ન. ૮
જીન પ્રમાદ ન કીધું, પૂજ્યા નહીં જગનાથ
સેત્રુગિરિ જેણુઇ નયણુ ન નિરખ્યો, દીધી બાવલ બાથ હો ન ૯
દીન ઉધાર ન કીધું જેણુઇ, ન લહ્યો શાસ્ત્ર વિચાર;
ગિરિ સેત્રુંજય જે નવિ ચઢીઆ, આલિ ગયો અવતાર હો ન ૧૦
જનમ સફલ કીધુ નર જેણુઈ, લખમી મારગ થાપી
સેત્રુંજય જઇ પ્રાસાદ કરાવ્યો, તસ કીર્તિ જગિ વ્યાપી હો ન. ૧૧
કીરતિ કરણિ તેહની સાચી, જે ભવદુખથી તરીઆ
સેત્રુંજ નાંમિં બહુ નર સિદ્ધા, મુગતિ મારગ સંચરીઆ હો ન. ૧૨

દુહા.

મુગતિ તણુઇ પંથઈ લહ્યા, પાંમ્યું કેવલ ગ્યાન;
સિદ્ધ અનંત આગઇ હવા, કરતા સેત્રુંજ ધ્યાન ૧

---

[1] બહાદુર.

ઢાલ

**રાગ-ધન્યાસી મુનિવર મારગ ચાલતા એ દેશી**

શ્રી સેત્રુંજ ગુણ ગાઇઇ, ગાતા હર્ષ અપાર
સિદ્ધ અનંતા ઇહા હવા, પામ્યા ભવ પાર ૧
ધન ધન સેત્રુજ ગિરવરૂ, ધન ધન ઋષભ જીણંદ
પુંડરીક ગિરિવર રાજીઉ, દીઠઇ અતિ આણંદ ધ ૨
ચૈત્રિ પુનિમ દિન વલી, ઋષભ ગણધાર
મુગતિ ગયા પાચ કોડિસ્યુ, ટાલી કર્મ વિકાર ધ ૩
કાતી પુનિમ દિન વલી, દ્રાવીડ નઈ વાલીખીલ
મુગતિ ગયા દસ કોડિસ્યુ, જેહના નિર્મલ શીલ ધ ૪
ફાગુણ સુદિ દસમી દિનઇં, પુહુતી મનની આસ
નમી વિનમી દોય કોડિસુ, કીધુ મુગતિમા વાસ ધ ૫
ઋષભથકી જે કેવલી અસખ્યાતા પાટ
મુગતિ સવાર્થે સિદ્ધિ ગયા, દુજી નહી વાટ ધ ૬
ઋષભ વસિ બહુ નરપતી, ઘણે ચારિત્ર લીધા
શ્રી સેત્રુજ આવી કરી, તિહા[1] અણસણ કીધા ધ ૭
રામ ભરત બેહુ બંધવા, લીધુ સયમ ભાર
મુગતિ ગયા ત્રિણિ કેડિસુ, તમ નહી અવતાર ધ ૮
નારદ એકાણુ લાખસુ, શ્રી સેત્રુજ શૃગિ
મુગતિ ગયા મુનિવર નમુ મનનઇ વલી રગિ ધ ૯
સામ પ્રદ્યુમ્ન સુત કૃષ્ણના, બેહુ સયમધારી
આઠ કોડિ સાઢી સાધસુ, હુઆ મુગતિ દુઆરી ધ૦ ૧૦
પાચઇ પાડવ નર ભલા, ઇંદ્રી દમ કીધુ
ઋષિ વીસ કોડિસુ સચર્યા, મુગતિ ગઢ લીધુ ધ૦ ૧૧

---

૧ અહો

ઋષિ થાવચ્ચો મુનિપતિ, સંયમ સુખ લીધું
સહસ મુનિ પરિવારસું, સેત્રુજ ગિરિ સીધો. ધ૦ ૧૨
સક તાપસ સંયમ લીઉ, સહસ મુનિવર સાથિ
શ્રી સેત્રુજય મુગતિ ગયા, વંદુ પ્રભાતિ. ધ૦ ૧૩
સેલગ સુરિ રૂઅડો, સેત્રુંજ ગિરિ ચઢીઇ
પંચસય સું પરિવર્યો, મુગતિં જઇ અડીઉં. ધ૦ ૧૪
એ મુનિવર મુગતિ ગયા, કુંણ કહઇ તસપાર
વલી જાસ્યઇ એણુઇ તિરથિં, સેત્રુંજ ગિરિ સાર ધ૦ ૧૫

દુહા.

સાર તીર્થ જગમાં ઘણા, તેહમાં સેત્રુજ સાર
હેમ કહઇ નૃપતિ સુંણો, પુન્યઇ લહીઇ ભવપાર. ૧
ગુરૂ વચને નૃપ હરખીઉ, જીમ જગિ ભરત નરેસ;
તિમ ભૂપતિ આણંદીઉ, સેત્રુંજ યાત્રા કરેસ. ૨
તન ધન યોવન કારિમું, જાતા ન લાગઇ વાર
તેણુઇ કારણિ સેત્રુંજ જઇ, સફલ કરૂં અવતાર. ૩

ઢાલ.

ભમરાની રાગ–ગોડી.

કુંમારપાલ નર કેસરી–મન ભમરારે, સેત્રુંજય સંઘવી થાય. લાલ ભમરારે.
બહુ ઋષિ પરિવા સું, મ. શ્રી સિદ્ધાચલ જાય લા. ૧
નાગ પીઠ દેવલ કર્યા, મ. માંહિ જીન પ્રતિમા. લા.
કેસર ચંદન લેઇ કરી, મ. પૂજાઇ ચઉલક રાય. લા. ૨
વાગ ભટાદિક સારિખા, મ. માંહિં મંત્રી ચઉરીસ લા.
દેહરાસર દેવ પૂજતા, મ. નાંમઇ જીનનઇ સીસ લા. ૩

અઢાર સહસ વિવહારિઆ મ. શ્રી જીન દેવલ સાથિ લા.
ચંદન પુષ્ફ લેઇ કરી મ. જીન પૂજઇ નિજ હાથિ લા.
નગરશેઠનો દીકરો મ. આભડદે સંઘમાંહિ લા.
સોવનટકા લહછણુ કરઇ મ. ગાંમ શ્રાવક ઘરિ જીહાં લા. ૫
ખટ ભાષા ચક્રી કહ્યા મ. નામિં નરેંદ્રપાલ લા.
વસ્તપાલ સુત સઘમાં મ. કવિ દાતા કૃપાલ લા. ૬
કપરદિનાંમ ભંડારીયા મ. સઘ ભગતિ કરઇ સોય લા.
અન્ય દુમલ તસ આગલિં મ. ભૂપ્યો ન જાય કોય લા. ૭
પ્રહિલાદ લાણ્યો નરપતી મ. માંહિં છાડો સેઠ લા.
સોય લાડૂ નિજ કરિ ધરી મ. કરતો સામિ ભેટિ લા. ૮
પ્રતાપ મલ્લ પુંઠિ લીઉ મ કુંમારપાલ ઘે પુત્ર લા.
ચઢવા હય ગિરિ રથ દીઇ મ. કુણ વયરિ કુણ મિત્ર લા. ૯
નગરશેઠ સાથિ બહુ મ. પટ દર્શણ વેષધાર લા.
કુમારપાલ નિત તેહની મ. બહુ પરિ કરતો સાર લા. ૧૦
સોલસ સહસ જોડી ગડઇ મ ભુંગલ ભેરી અનેક લા.
પચ •શબ્દ વેણા બહુ મ તતી તાલ વિશેષ લા. ૧૧
અગ્યાર સહસ હાથી ભલા મ. અજન ગિરિની જોડી લા.
રત્ન જડિત અબાડીઆં મ. મોતી માલા કોડિ લા. ૧૨
અગ્યારે લાખ હય રેષતા મ. હસ પરિ ઠવતા પાય લા.
પચ વર્ણ વાછ સહી મ. ધૃત ગોલ દલીદા ખાય લા. ૧૩
અઢાર લાખ પાલા સહી મ. રથ પંચાસ હજાર લા.
રૂપમ સોવન મઇ સીગડા મ. નેવરનો ઝમકાર લા. ૧૪
વાંકી વચ્છની પુંછડી મ. વાકી વહષલી વિરોર લા.
ઝાંકા રથના વાવટા મ. ધજા ગુડીઅ અનેક લા. ૧૫
વાંકી પુરૂષની પાઘડી મા. વાંકી રીગણિ હાથિ લા.
વાંકી મુંછના માનવી મ. કુંમારપલ નઇ સાથિ લા. ૧૬

વલી વાંકીજ નિકેરીક મ. હાંક દમામાં ડંડ લા.
વાંકી વલીઅ વજાવના મ. ઉકાઇ શબ્દ અખંડ લા. ૧૭
વાંકે નયણે નર બદ્દ મ. વાંકા ખપૂઆ અંગિ લા.
વાંકી પાલખીમાં વલી મ. બઇઠા મનનઇ રંગિ લા. ૧૮
અંબર ધજા નૃપ આગલિ મ. અષ્ટ સહસ તસ માંનિ લા.
હીરસોવન મણિ રૂપમય મ. સુંદર સોભિતવાન લા. ૧૯

દુહા.

વાંન ભલો નૃપસંઘનો, મિલીઆ પુરુષ અનેક;
બહુ વ્યાપારી સંઘમાં, દગો નહીં તિહાં રેખ. ૧
.................... દીપે જેમ દીણંદ;
પટરાણી પુડે સહી, દીઠે અતિ આણંદ. ૨

ઢાલ.

ત્રિપદીનો.

જવહહરી શોની વાણિગ મિલીઆ, નાંણાવટી દોસી ફોફલીઆ;
વલી વણઝારા પલીઆહો, ભવિકા. ૧
ફડીઆ સાથરીઆ પરતાગી, ભક્ષ ધણા તે ખાય માગી;
મેહર વણગ દિઇ જાગીહો. ભ. ૨
ગાંધી વૈદ ધણા સુગંધી, અનેક નરનઈ લિઈ ખંધી,
એક વેચઇ અનઇ રંધી હો. ભ. ૩
સંઘમાં સાથ સબલ પણિ થાય, અશ્વ અનેક ગજરથ ચોરાઇ;
બહુ વ્યાપારજ થાય હો, ભ. ૪
ખપડાંમાં જાનઇ હથીઆર, શાલૂ ચીર પટોલાં સાર;
વણિગ કરઇ વ્યાપાર હો. ભ. ૫

માલી, તંબોલી મણીહાર, કંસારા જડીઆ સોનાર,
સઘમા બહુ સુતાર હો ભ ૬
કંદોઇ કણબી કુંભાર, નાટકીઆ નાટિકીણી સાર,
મોચી તણો નહીં પાર હો. ભ ૭

દુહા

અનેક નર નૃપ સઘમાં, કહઇ તો ન લહુ પાર,
પટરાણી પુઠિઇ સહી, જેહના રૂપ અપાર. ૧

ઢાલ

રાગ—હુસેની.

ભૂપલદેવી નૃપ ત્રીયા, અંગ વિભૂષણ સોલ,
પહઇરણી ચંપા ચુનડી, કાયા કુંકુમ રોલરે
નૃપ આવ્યો કુમર નિરદ, જેણઇટાળ્યો મૃગમચ્છકંદબે,
કીધુ સકલ લોક આણંદ બે, નિવાર્યો દેશ સકલમાહિ દંદબે નૃ ૧
ચંદ મુખી મૃગ લોચણી, નિજ નવલા સિણગાર
ઉરિ ઘણી કટિ પાતલી, લાવણ્યનો નહી પાર બે નૃ ૨
વેણી વાસગ જીપીક, હંસ હરાવ્યો ચાલિ
નાગ નગોદર ખીંટલઇ, કાનિ ઝબુકઈ ઝાલિ બે નૃ ૩
ભમર ભમઇ જીમ મધુકરા, અધર પ્રવાલા રંગરે
દંત જસ્યા દાડિમ કુલિ, અલવિ મોડઇ અંગ બે નૃ ૪
નાશક સૂઆ ચંચડી, કનક કચોલા ગાલિ રે
ત્લક કરી મુખ્ય શોભતુ, અર્ધ ચંદ જસ ભાલ બે નૃ ૫
યૌવન અબો મોરીઉ, કંઠ કોયલ ટહુકાર રે
વસંત માસ ક્રીડા[1] કરઇ, કંઠિ કુસમના હાર બે નૃ ૬

(૧) ટહુક.

કમલ નાલ જસી બાંહુડી, કરિ કંકણુની માલરે
કરતલ જાસૂ કૂલડાં, અંગુલ નખ સુકુમાલ બે નૃ. ૭
કનક કુંભ પયોધરા, રગિં શોભઇ રંભરે
ઉપમ જંધા તુઝ કહું, જાણો કદલી થંભ બે નૃ. ૮
ચિત્રાલંકી કામિની, નાભિ કમલ ગંભીર રે
કંચુક [1] સુરણી ચુંનડી, શીલઇ ગંગનીર બે નૃ. ૯
પદ પંકજનું જોડનું, ઉઠણિ આછા ઘાટરે
હાસ વિનોદ ક્રીડા કરેઇ, કામિની આંખિ વાટ બે નૃ. ૧૦
ચરણે નેઉર વાજતાં, કટિમેખલ ખલકંતી રે
ચાલી રે ગિરિવર [2]ભેટવા, જીહાંહુવાસિદ્ધ અનંત બે નૃ. ૧૧
બિહુતરિ સાંમન રાયની, પુંઠિં સુંદર નારિરે
અધિક રૂપ રંભા થકી, અસી નહી સુરબાર બે નૃ. ૧૨

દુહા.

સુરઘરિ નારિ અસી નહીં, ઇહાંનાં રૂપ અપાર
વેષ બનાવઇ જૂજૂઆ, પંચવર્ણ સિણગાર ૧
નીલા પીલા ઉજલા, રાતા વેષ અત્યંત
પંચ વર્ણ કો પહિરંતી, ગોરી સામ શોભંત ૨

ચઉપઇ.

ગોરી નારિનઇ સાંમ ચુંનડી, કાલી કસ્તુરી તનિ અડિ;
કાલી ભમર ભમરાનઇવાંનિ, દંત અરિષ્ટક રત્ન સમાંનિ ૧
કીકી કાજલ વેણી શાંમ, શાંમ ગોફણો અતિ અભિરાંમ;
કાલા કંચુક ચૂડા સ્યાંમ, ગજ ભઇડી ઉલાલઇ દામ. ૨

(૧) ચરણા (૨) ફરસવા.

કેતી વેષ પીતો આદરઈ, કેસરતિલક નિજ ભાલઈ કરઈ,
પીલા[1]પિતાંબર પહઇરણિ સાર, કંઠ બનાવઇ ચંપકહાર ૩
પીલા નેવર પીલી ઝાલી, જાણ્યુ સૂરજ ઉગ્યો ગાલિ,
પીલા ચૂડા કંચન તણા, પીના કંચુક રલીઆમણા ૪
કેતી રાતો વેષ અપાર, તારા રતનતણા ગલિ હાર,
રાતુ તિલક રાતો તંબોલ, રાતી દેહ જીમ કુંકુમ રોલ ૫
રાતી જીભા રાતા દંત, રાતા અધર શોભઇ અત્યંત,
રાતા નખનઇ રાતા પાય, રાતા મનિ સેત્રુંજય જાય ૬
રાતા કંચુક રાતા ચીર, રાતા ચર્ણા સોહઇ સરીર,
રાતા કમલ કરમાહિ ધરી, જીન પૂજવા ચાલી સુંદરી ૭
નીલવરણ કરતી સિણગાર, દમણા મરૂઆના તાલહાર,
નીલા વદની વડાગરપાન, નીલા કંચુકના વલી વાન ૮
નીલા ચર્ણા નીલા ચીર, હાથિ સુડલા વદનિ [2]વીર,
નીલીપાચિતણા ગલિ હાર, હઇડઈ સેત્રુંજય ગિરિનાર ૯
કેતી નારિ ઉજલ સિણગાર, ઉજલ ફૂલ નઈ એકહિહાર,
ઉજલ કંચુક ઉજલ ચીર પંચવરણ તિહા ભરીઆ હીર ૧૦
ઉજલ મોતિ કેરા હાર, ઉજલ નેવરના ઝમકાર,
ઉજલ ચંદન ચરચઇ અંગ, ચાલી અબલા સેત્રુજ શૃંગિ ૧૧
સુંદરનારિ સરિખા સિણગાર, રૂપતણા મદ કરઇ અપાર,
ગોરી ન ગમઇ સામની, હંસ વિનોદ કરઇ તિહાવની ૧૨
ગોરી કહઇ સુણિ કલી નારિ, તુ બઇઠી રહઇ તાહરાઇ ઠામિ,
કરમિં કાના કાલી કરી, તુ સુ બોલઈ સાહમી ફિરી ૧૩
કાલી કહઇ સુણિ ગોરી સહી, કાના ગજ ગાજઇ ગહઇ ગહી,
કાના ધન ગાજઇ સહુ સરિ, લોચન સોભા કાજલિ કરી ૧૪

(૧) પેહેરણ વલી પીતાંબર સાર, (૨) બ્હે

કાલા કાન નઈં કાલા નેમ, કાલા પાસ પરિ સહુને પ્રેમ;
શ્રી મુનિસુવ્રત નઈ મલ્લિનાથ, સામલવર્ણું સબલા પૂજાત. ૧૫
કીકી નયણાં વેણી જેહ, કાલઇ વરણિં સોભઇ તેહ;
અરિષ્ટ રત્ન બહુ કાલાં હોય, કાલાં જલ યમુનાનાં જોય. ૧૬

કાલી કસ્તૂરી અંગિ ઠવઇ, કાલી કોયલ મધુરં લવઇ;
કાલાં મરી જગિ કહીઇ જેહ, ધોલા કપૂર નઈ રાખઇ નેહ. ૧૭
ધુલા બગલા બગલી ભમઇ, ધુલા ભૂતીઆ નર નવિ ગમઇ;
ધુલાં માણુસ રોગઈ થાય, ગોરપણાનો સ્યો મહિમાય. ૧૮

એણે વચને ગોરી કલકલી, બહડી રહઇ ભુંડી સાંમલી;
લિહાલા સરિખું તાહરૂં રૂપ, સરસું વાદ કરઈ સું કૂપ. ૧૯

રૂપ વિના કરતી અભિમાંન, કાલા કાગ નઈં કુણ દિઇ માન;
બાહડી રહઇ તું તાહરઇ ઠાય, તું ગોરીનો નખ ન પોસાય. ૨૦

ગોરૂં અછઇ ગંગાનું નીર, ગોરૂં સુવિધિનાથ સરીર;
શ્રીચંદ્રપ્રભુ ગોરા સહી, જેહની કીરતી જગમાં[1] રહી. ૨૧

ગોરા હંસ નઈ ગોરા ચંદ, ગોરા ગજ રાજાય ગયંદ;
ગોરાં મૃગ જીમણાં ઉતર્યા, સુકન ભલા નર[2] આવઇ ભર્યા. ૨૨

ઉજલ ચમર કમલ ગજ દંત, ઉજલ મોતિ અતિ સોભંત;
પુષ્ફ કપૂર દક્ષણાવર્ત્ત સંખ, જે લખમી આપઇજ અસંખ. ૨૩
રૂપું ચંદન ચીવર જેહ, ઉજલ સુંનો દિઇ રંગ તેહ;
દૂધ દહી ઘૃત ઉજલ સાર, જીમતાં દેહ દીપઇ નિરધાર. ૨૪

કવિત્ત

ધીઠ વાધઇ વાન. કાનપણિ સરખા થાય;
આખિ વાધઇ તેજ, ખરજને ખોડો જાઇ;
જરા ન વ્યાપઇ અંગ. ટંગ તન ધાત ન ધ્રુજઈ;

---

૧ જુગજુગ. ૨ પરિ.

ખાધઈ પેટ ભરાસુ હોય, સ્ત્રુપુરૂષ અસુ વિચારઇ જોય
સિદ્ધમેત્ર આ વાટજ ભણુ, થોડુ દીઠુ હોઇ પુણ્ય ઘણું. ૮
અનેક પુરૂષ એહના દાતાર, પુણ્યકાજી મઈ કહ્યા વિચાર,
ઘણી શ્રાવિકા સઘમા સહી, નામ લિઇ ચ્યાર કહું ગહઇગહી ૯
પુહુતી પુચીસાઇ પાખડી નીના દાતણુની આખડી,
ચાપનદે ચતુરાઈ ભલી, ન કરઇ ભોજન તે એકલી ૧૦
વીરમની વિમનાદે મની છનઈ યોગ પાનઈ ચાલતી,
ગુણશ્રી બહુ કમનાશ્રી જેહ [1]સચિત વસ્ત ન ખાઇ તેહ ૧૧
કોડમદે કનકાદે જોય, ચઉ૦ નીમ સભરાઇ સોય,
૧૨

ઈમ સ્ત્રીપુરૂષ ઘણા સઘમાહિ, હયવર હાથી બોલ્યા જ્યાંહ,
અસ્યો સઘ તે ચાલ્યો સહી, ગાઉ પાચ તે હીંડઇ વહી. ૧૩
રાતિઈ સઘ ન ચાલઇ કદા, જીવ જતન નૃપ કરતો સદા,
પથી કુન ચુકી નવિખાય જયણા કરતા જાત્રા જાય ૧૪
જયણા વિણુ જીન નકહઇ ધર્મ, જયણા કરતો ધોઇ કર્મ,
જીહા જયણા તિહા ધર્મ વિશેષ અસયમ કરતા ફલ નહીં રેખ ૧૫
દાન શીલ તપ ભાવનમાહિ, જીનવર જયણા ભાખી ત્યાહ,
પોસો પડિકમણુ [2]સજ્ઝાય, જયણાઇ કરતા ફલ થાય. ૧૬
જતિ ધરમમા જયણા કહી, જીવજતુ ઉગારે સહી,
પહદેતા ભણતા સદહે, રખે જીવ દુખ મુજથી લહે. ૧૭
ઉઠતા બઇસતા વલી, મુનિવર રાખઇ મનિ નિર્મલી,
સથારઇ જયણાઇ સોય, ધુ સર પ્રમાણિઇ પઇ જોય. ૧૭
ઉમો રહઇ ઋષિ જયણા કરઇ, મધુર વચન મુખથી ઉચરઇ
પુજતા નવિ બોલઇ જેહ, ઋષભ કહે ઋષિ સાચો તેહ ૧૮
એણીપરિ જયણા કરતો યતી, તેહ નઇ પાપ ન લાગઇ રતી.
તિમ શ્રાવક જયણાઇ ધર્મ, જયણા કરતો શ્રાવક પરમ ૧૯

(૧) સોવન પને જારો તેહ (૨) પૂજાય.

પરમ પુરૂષ નર મલીઆ જીહાં, અસંયમપણું ન કરતા તિહાં;
જીવ જંત જોઇ પગ ભરઇ, સેતરૂંજય સંઘાતિ સંચરઇ ૨૦
જે નર સાહમું આવઇ સોય, વિવિધ વસ્ત નર દીજઇ સોય;
વેઢ મુદ્રિકા [1]વેષ સફાર, ભૂપતિ ભગતિ કરઇ અપાર ૨૧
બિહુપરિ દાંન દિઇ નર ત્યાંહ, સંઘ આવ્યો ધંધૂકા માહિં;
નગર આખઇ લહઇણું કરઈ, થાલમાંહિ સોનઇડૅ ધરઇ ૨૨
ઝોલકા વિહાર કર્યું છઇ જીહાં, વલિય અમારડી આવ્યા તિહાં;
તિહાં બિઇ પર્વત મોટા સહી, દોઇ પ્રાસાદ કર્યા ગહઇગહી ૨૩
ઋષભ ભુવન તે સોહામણું, બીજુ પાસ જીણેસર તણું;
અસ્યાં ભુવન કીધાં તિહાં દોઇ, સેતરૂંજ ચાલી આવ્યાં સોઇ ૨૪
ભરત તણીપરિ બહુ ઋદ્ધિ જોઇ, કહઈતા પાર ન પામઇ કોઇ;
મઇંતા મંત્રી બાહુ પરિવાર. ધન ધન રાયતણો અવતાર. ૨૫
સંઘપતિ તિલક કરાવ્યુ[2] ભાલિ, ઉત્તમ કુલની રાખી ચાલી;
બહુ પુણ્ય જાણી સધરી થયો, શ્રીસેત્રુજય ચાલી ગયો ૨૬
દીઠો સેત્રુજો જવ દષ્ટિ, સોવન પુષ્પ કર્યા તિહાં વૃષ્ટિ;
નરપતિ મનિ તિહાં હરષ્યો ઘણું, દીઠુ રૂપ જવ[3] સ્વામિતણું. ૨૭
મણિ મોતિ ભરિઆ બહુ થાલ, સેતરૂંજ વધાવઇ નર ભૂપાલ;
ત્રિણ પ્રદક્ષિણા દઇ નિહા રાય, હઇડઇ હર્ષ ઘણેરો થાય. ૨૮

## દુહા.

હર્ષ ઘણો હઇડઇ ધરી, નાહ્યો નદી સુ નીર;
સૂર્યકુંડ અંઘોલીઉ, નિર્મલ તાસ શરીર. ૧
નદી સેતરૂંજી તિહા ભરી, તેણઇ નીરઇ જે નાહ્ય;
સકલ રોગનઈ ખય કરઇ, દેહ કનકમય થાય. ૨
ગુણ અનંત ગિરિવરતણા, કહઇ તે[4] ઋષભ જીણંદ;
હેમવચન શ્રવણે સુંણી, હરખ્યો કુંમર નિરંદ. ૩

---

(૧) ભોજનસાર (૨) ધરાવ્યું (૩)જબ. (૪) મુખિ

આણંદો નૃપ અતિઘણું ગિરિવર કેરઇ નાંમિ;
પાય નગી જીરવર તણા, પૂજ કરઇ તસ ઠાંમિ.
કેસર ચંદન લેઇ કરી, અગર૦ ધૂપ કપૂર;
દીપક સુંદર સાથીઆ, કરતા પાતક ચૂર.
ક્રમલો દમણો મરવો કેતકી, કમલ સુગંધી ફુલ;
ચંપક જાઇ મોગરૂ, પૂજ કરઇ બહુ મૂલ.
કુંમર નિરંદ હરખ્યો ઘણું, સેતરૂંજય કેરઇ નાંમિ;
સતર ભેદ પૂજા કરી, ચેઇવંદન તસ ઠામિ.

ચઉપઇ

ચેઇવંદન તસ[1] રાજા કરઈ રસના હેમ પવિત્રહ કરઇ;
ધનપાલ પંચાસિકા તિહાં ગુણઈ કુંમારપાલ નૃપ શ્રવણે સુણઇ. ૮
ત્રિઇકરજોડી પૃથવીરાય હેમસુરિનઇ લાગઈ પાય;
કવિ ધનપાલ પંડિત ખરૂં પણિ કાંઇક પોતઇ સ્તુતિ કરૂં. ૯
હેમ કહઇ સુણો કુમરનિરંદ એહનઇ ઉપનો અતિ આણંદ
ભગતિરાગ પોષઈ એણઇ અરથો મઈ પોષ્યોનવિ જાયઇ તરયો ૧૦
ટીબા તણુઇ રી પર્વત તોડિ કિહાં, કુડી કિહાં કનાકડ રજોડિ
કિહાં આંબો કિહાં તરવર આકો મૃતિકા કુંભ કિહાંકનાકડ ઘડો ૧૧
કિહાં ચંદન કિહા સુકો ઘાસ નૃપની હોડિ કરઇ નહિ દાસ
કિહાં ખાસર કિંહાં ચંપક ચીર જીમ પાંણી નઈ નગમઇખીર ૧૨
જીમ મયગલ નઈ ન મલઇ મૃગો ન મલઇ મૃગપતિનઇ જીમસસો
ન મલઇ કીડી પર્વતકાય નમલઈ રંક અનઇ વલીઇ રાય. ૧૩
ન મલઇ ખજૂક નઈ વલી સૂર ન મલઇ વાહો ગંગાપૂર
ન મલઇ નિર્ધન નઇ ધનવંત ન મલઈ નિગુણ નઇ ગુણવંત ૧૪
ન મલઇ ચયિદર નઇ રીપ, ન મલઇ જીમ દિનાર નઇ દીપ
ન મલઇ કિરપી નઈ દાતાર, ન મલઇ મજિકો મોતીહાર ૧૫

(૧) શ્રૂ. (૨) જોડિ

કિહા પીતલ નઇ કહુ કિહા હેમ, કિહાં હરિહર નઈ જીનવર દેવ;
કિહા મુનિહેમ કિહા ધનપાલ, તેહની બુદ્ધિ જગિ અતિ વિશાલ. ૧૬

એહનઈ જીન ઉપરિ બહુરાગ, જીમ જખૂનઈ મુગતિજ માંગ,
જીમ ગૌતમ નઈ વાહલો વીર, જીમ હંસ નઇ મોતિ હંસા ખીર. ૧૭

જીમ કોયલ વાહલો મહકાર, જીમ ચાતુક વાહલો [1]જલધાર;
હેમ કહઈ સુંણિ કુમરનરિંદ, તિમધનપાલ નઈ ઋષભ જીણંદ. ૧૮

તેણઈ કારણિ સુ ણિ પૃથવીરાય, બરાબરી એહની નવિ થાય;
ભગતિરાગ એહનઈજ વિશાલ, કવિ મોટો જગમા ધનપાલ. ૧૯

કુમારપાલકહઈ જસગુણઘણા તે ગુણ બોલઇ અવરાં તણા;
જે ગુણહીણ પ્રાહિ હોય, પર કીરતિ ન કરઈ સોય. ૨૦

પરના ગુણ ગ્રહી હેમસૂરિંદ, પોતાના ગુણ પાડઇ મંદ,
સાકર કહઇ હું મીઠી નહીં, પણિ તે છાની ન રહઇ કહીં ૨૧

ચદન ઉષ્ણપણું જો ભજઈ, તોહઈ લોક તેહનઈ નવિ તજઇ,
અમૃત કહઇ મુઝમા કડુઆસ, તોહઇ લોક ન છંડઈ તાસ. ૨૨

તિમ મુનિ હેમ સૂરિંદ જતી, મુખ કહઇ મુજમા ગુણ નથી;
ગિરૂઆ એહના એહ સભાવ, વરસઈ જલ નિચો મઇ આભ. ૨૩

એણે વચને જાણ્યો મહામતિ. હેમ સમો નહિં દુજો જતિ,
પરતગિ જયુ ચાલી સરસતિ, જેહમા દોષ ન દેખઇ રતિ. ૨૪

દુહા

દોષ ન દેખું જસ રતી, હું ગાઉં નર સોય,
હેમસુરિ સરિખો જતી, જગિ ન દીસઈ કોય. ૨૫

---

1 ઘન.

## ઢાલ.

રાગ ચદ્રાયણુનો–રાગ આસાઉરી–કેદાર ગોડી–સિંધુઓ

સો સુત ત્રીસલાદેવી સતીનો–એ દેશી

[1] શ્રી સત્રુજય સમો તીર્થ નકોઇ ઇંદ્ર સમો સુર કો નવિ હોઈ,
ભોગિમા ચક્રવતિ જગિ જોઈ, ઐરાવણ હાથી જગિ જોઇ ૨

ખીર સમુદ્ર સાગરમાહિ સારો, ઉત્તમ જગિ એ રામજ વારો
સુસમ સુસમા સખરો આરો, સીયવતી જગિ સીત સભારો ૨

અર્જુનસમ જગિકો નહીં બાણી, ગગાજલ સમ કો નહીં પાણી
શ્રી કુલમા મરૂદેવ્યા રાણી, પથરમાહિ જીમ હીરા ખાણી ૨૮

અશ્વ અનોપમ રવિના જાણુ, ૨પસુઆમાહિ જીમસિહ વખાણુ,
મહિષીસમકો નહીં દુઝાણુ, હેમ ૮કાસમ કો નહિ નાણુ ૨૯

દિશાનભદ્રસમ કો નહીં માની, શાતિનાથ સમ કો નહીં દાની
શાલિભદ્રસમ કો નહીં ભોગી, હેમસુરિ દસમ કો નહીં યોગી ૩૦

નવઇ રત્ન નવ અંગિ ધરઇ, એકત્ર ધજા સોવનમય કરઇ;
ચામર છત્ર મોતીનાં સહી, સિરિ ઉપરિ ધરતો ગહગહી. ૩૫
કનક રૂપ મણિ થાલહ કરી, માંહિ બહુ મુગતાફલ ભરી;
શ્રીજિન આગલિ મુકઇ સહી, ગીતગાંન કરઇ ઉભો રહી. ૩૬
એમ જીન પૂજા કરતો જસઇ, ચારણ એક તિહાં બોલ્યો તસઈ;
એક પુષ્પઈ જીન પૂજઈ જેહ, શિવ પદવી ફલ પાંમઇ તેહ. ૩૭

## પરજીયા દુહા.

એકહ ફુલહ માટિ, દીઇ જિનવર સિવપુરસુહો;
એહી કરે કુસટ બધુ, મોલમ જિનવર તણી. ૩૮
જિન ન જુઈ વિતવાસ, મન જાઇ માનવ તણાં;
ચદનને ચિત ધાર, અડદે કચી મોકલઇ. ૩૯
અસ્યો દેવ અરિહત, રાગ દ્વેષ નહી રિદઇ;
દાતા તું મહોટો દેવ, ફુલે ફેરો ટાલતો. ૪૦
રૂડો ઋષભ જિણંદ, રુઅડો કુંમર નરેસર;
પૂજા કરે બહુ પરિ, પુણ્ય ભવે પરમેસ્વર. ૪૧
એક આદીશ્વર દેવ, દૂજો કુંમર નરેશ્વર;
અવર ન જાણું કોય, જઇ જાણું નર તેહ. ૪૨
આજ થકી અંતરાય, કર્મ કઠિણ કડકું થયું;
દીઠઇ નરપતિ દેવ, પુણ્યભાર પ્રગટિઉં સહી. ૪૩

## ઢાલ.

રૂપક–રાગ–આસાઉરી–રાગ–મલાર કડખો.

(સકલ સોરઠો, બધ છોડી કરી–એ દેશી)

પેખો પ્રગટ પ્રતાપ નર કુંમરનરિંદનો, વયરીઆં માંન તે વેગગાલઇ;
જગતજનતકઇદઇજીવેને કુંમરનરભૂપતિ, ઈારપરિજીનઇધ્રુંજપાલઇ-પે. ૪૪

જાગતીયોતિ નર કુંમારભૂપાલની, દાનગુંણઋષિ પુણ્ય પરપંચો;
કરતઆસાન બહુ ચાલ જગિ ચાલતાં, નગરસહુદેશનોલોકદરપંચોપેં. ૪૫

સુકવિ સહુ ભણઇ દેવમુનિ પણગણઇ, અવરનરજોયતાંનજરિનાવઇ;
ઝીલીઆ ગંગજળ વાવિ સરં દેષતાં, તેણીઆદતતે કિમઆવઇપેં. ૪૬

હંસમનિહરખીઆ માનમુખદેખતંઇ, સુર સંભાખિ દેખિ રાચઇ;
સુકવિકવિહરખિત કુંમરરૂપ ભેટતઇ, અવરપુરૂપાંજઇકુંણપાચઇપેં. ૪૭

### દુહા.

ફરે પુરૂષ પર મંદિરે, ભૂપ ન ભેટયો જ્યાહા,
કુમરનિરંદ ભેટયા પછી, હસ્ત ન ઓડયો કયાહા ૫૨

### ચઉપઇ.

અસ્યા વચન મુખિ સોલઇજસાઇ, નવ લખ ટકા દીધા તસાઇ,
ચારણુહરખીકહઈ સુણિનરનાથ, મઈ આપ્યો તુઝ જમણો હાથ. ૫૩
અસ્યું કહીનઇ ચારણુ જાય, માના ઉગટણુ અવસરિ થાય;
વિધવિધ પુરૂષમલીઆ તેણીવાર, [1]વાગભટ બોલ્યો [2]જયકાર ૫૪
ચ્યાર લાખ સોવન દીઉ સહી, અષ્ટલખ રાજા રહ્યા કહી,
વાગભટ આપુ કહઈ હું સોસ, સુરનર કરતા કીર્તિં કલ્લોલ. ૫૫
બિઇ કરજોડિ બોલઇ ઇસ, સોવન લાખ દીઉ બત્રીસ,
શ્રાવક એક બાખે કર જોડિ, દિઉં સોવન હું સવાકોડિ. ૫૬
રાજાઈ ને તેડયો સહી, મુખ જોઉ હઇડઈ ગહગ્ગહી,
મહુઆનો વાસી કહઇવાય, હાસ પિતા ધાઉ માતાય. ૫૭
તેહનો પુત્ર જગડૂશા એહ, જેહને ધર્મં ઉપરિ બહુ નેહ,
તેહનઇ માલા દીધી ત્યાહ, તેણેઅંધાલિ માતા ગર્વિં માહિ. ૫૮
જનની સમ નહિં તીરથકોઇ, સ્વર્ગં મૃત્યુ પાતાલઈ જોઈ;
જેણુઈ માની પૌતાનઇ માય, સકલ તીર્થં ધરિં બઈઠા થાય. ૫૯
જેણી માતાઇ ઉદરિ ધર્યો, મવમસ ધોઇ ચોખો કર્યો,
તે માતાના પૂજઈ પાય, ગુણ ઉસંકલ કિમઇ ન થાય. ૬૦
સોવન બરાબરિ તોલઈ જેય, ખધિ ધરી કરઈ તીરથ સોય,
ઈંદ્રિમાલ પહઇરાવઈ માય, ગુણ ઉસકલ કિમઇ ન થાય. ૬૧

---

૧ તિહા સહી. ૨ ગહગહી.

પગ ધોઇને પાંણી પીઈ, અમૃત કવલમાતાના મુખિ દીઈ;
દેવ ચીવર પહઇરાવઇ જોય, ગુણ ઉસંકલ તુહે ન હોઇ. ૬
તેણઇ કારણિ સા જગડૂ જેહ, માલા હાથ કરઇ નર તેહ;
મોટું તીરથ જાણી ત્યાંહ, માલાધરી માતા ગલામાંહિ. ૬૩
રત્ન એક દીધું ગહઇગહી, સવાકોડિ તસ મૂલજ સહી;
તે દેખી નૃપ હરખ્યો બહુ, એ પુણ્ય હેમસૂરિંદજ સહુ. ૬૪
અસ્યું કહી નૃપ લાગો પાય, તું ગુરૂ પામ્યો પુણ્ય પસાય;
શ્રીસેત્રુંજો સુધો શ્રેય, શ્રીગુરૂ પુણ્યઇ પામ્યો એહ. ૬૫
જૈનધર્મ વિણુ પૃથ્વીરાય, નેહથી ન સરઈ એકુ કાજ;
અરિહંત વિના અસુણું ઘણું, સું કીજઇ ચક્રવ્રતિપણું. ૬૬

ઢાલ.

દેખો સુહડા પુણ્ય વિચારી–એ દેશી–રાગ શ્રીરાગ.

ચક્રીકુલ નહિંઅ અભોગ, સરછ્ચ સીદ સુર સંયોગ;
શેઠ સેનાપતિ સચી અનુમાન, જૈનધર્મ વિણુન ભજતાં ભોગ–ચ. ૬૭
ન ભજ્યં ભોગ ભૂપતિ કુલ કેરા, ખિત્રી કુલ તણી નહી ખાંતી;
દાસપણું દેજે ઘર જૈનાં, વરિ બહસારી નીચેરી પાંતી–ચ. ૬૮
દેવ તણું કુલ ન ગમઇ દીઠુંઇ, ચતુરપણું તે કિસ્યું કરેવ;
દરિદ્રપણાઇનવિ દેખાઇ દુખીઆ, જે જન પામ્યો જીનવર દેવ–ચ. ૬૯
ઇંદ્રતણી કો આપઇ પદવી, [1]મણિમયલા [2]પાંમઇ ધનકોડિ;
રાય કદઘ કો ઋદ્ધિ મ રાચો, જૈન ધર્મ વિણુ મોટિ ખોડિ–ચ. ૭૦

દુહો.

અભોગ નહી ચક્રી તણો, પાંમ્યો અનંતી વાર;
જૈન ધર્મ પાંમ્યા વલી, ધંન તે સહુ અવતાર. ૭૧

---

૧ મેહેલા. ૨ વિદ્યા.

## ચઉપઇ.

અસ્યા વચન રાજાના સુણી, બોલ્યો સકલ મુનિનો ધણી,
ધન ધન રે તુ કુમરનિરંદ, ભાવિ પૂજ્ય ઋષભ જીણંદ ૭૨
ધન્ય કુલ તિહુયણપાલહ તણુ, જે તુ પામ્યો જૈનહ પણુ,
એમ પ્રસંગી પ્રણેમે ગુરૂ નરનાથ કુમારપાલ સિરે દીધો હાથ ૭૩
પ્રેમઈ કરી કર ઠવીઉ જમઈ, ચારણ એક તિહા બો ને તમઈ,
સાભલિ [1] કહુ પૃથવીના નાથ, જગમા એ અસભવ વાત ૭૪

## દૂહા

મેઘ રૂપ કાલુ ધરી, દીઇતો ઉજલ નીર,
પસુ ગાય તૃણા ચરઇ, આપઇ અમૃત ખીર ૭૫
કસ્તુરી કાલી હસી, ઊપની મારઈ રાખિ
અસંભવ એહેપરિમનભહુ, આનઇ [1]ત્રણાને કામિ ૭૬
મુત્તાહલ જો જાઇ વસ્તુ, કુંજર તણે કપાલિ
નર નારી નરપતિ ખુસી, તેહનુ રૂપ નિહાલિ ૭૭
જલ ઉપજે [2]જલ તાતૂઓ, વનગાઈ કુંજર પાય
વારણવહી તિહા નવિ સકઇ,— એહ અસભવ થાય ૭૮
તિમ મુનિહેમસૂરિંદ ગુરૂ, જેહ નમાવ્યા પાય,
એહ અસભવ મુઝ સહી, તિહા ગતિ હીંગી થાય. ૭૯
હેમ [2] તુહ્મારા કર નમુ, જીહા અનતિ ઋદ્ધિ,
જેહ ચપ્યા હેઠઈ મુઢિ, તિહા ઉપરે સિદ્ધ ૮૦
ગુણ અનત ગુરૂ હેમ તણા, મુઝ મુખિ રસના એક,
વિવિધ વસ્ત પ્રીસ્યા વિના, ગોબાઈ નહી વિવેક. ૮૧

---

૧ મર્દ. ૨ જીન

સર્ગ મૃત્યુ પાતાળમાં, દેસ વિદેસહ માહિ,
હેમ સૂરિ સરિખા [1]જતિ જગહ નહી દીસઇ ક્યાંહિ ૮૨
જે નિકલંક શીલઇ ભલો, ગુણ અંગિ કઇ કોડિ,
અવર પુરુષ જોયા ઘણા, દીસે અકેકિ ખોડિ ૮૩
ખોડિ વિના નર કો નહી આણ્યુ ઉત્તમ સુરાય,
પૂર્વ પુરુષ દેખ્યા બહુ દોષ અછે તે માંહિ ૮૪

## ચઉપઇ

સુકરાચાર્યે સુરગુરુ જેહ પણિ આખિ નર કાણો તેહ
ભાનુ ધસાણો ગહ્યો મયંક હેમ ગુનાહ, કિમ મુઇ રંક ૮૫
બભ અપૂજ બંધ્યો બલિરાજ, અર્જુન વદદવ રૂપિ થાય,
મેરુઅદાતા ઇંદ્ર અજાણ અરણક વાગા કદર્પે બાણ ૮૬
સાયર મથાણો કાનો હરિ મસ્તગિ ફાડિ મરઇ કેશરી,
રાવણ બલીઉ ન રહ્યો ઘડઇ, સેઠ સુવિર તું વિહુનઇ નડઇ ૮૭
અધક રાહ વળી વિક્રમ ઇસ, ચંદરૂનઇ ગ્રાગ્રી રીસ
બ્રહ્માકુમાર તે બાજઇ વડઇ તે ન ફેર મુનિ હેમજ ઘડઇ ૮૮
રહનેમઇ કરી કૂડી વાત, લોભી ભરતે ન લહ્યા ભ્રાત,
લોભી [2]કપટ આષાઢ આહાર, આદ્રકુમાર માહિ વ્યાપાર ૮૯
કાળીનાગણિ નયણ સહી પાડવ પ્રગટ્યા છાના સહી
દિસાનભદ્રને સમનુ માન પ્રસનચંદ્ર કીઉ મયલુ ધ્યાન ૯૦
નદિખેણ નિઆણ કરઇ કુંડરીક સંયમથી ફિરઇ
મનો પચાયો સંયમ વરઇ, તદારી તોડિનો કો નવિ કરઇ ૯૧
સનતકુમારને અંગિ રોગ સેલગ સૂરિ મુનિ મૂકો યોગ
નદિષણ નહી તાહરી જોડિ મન ખડ્યો એ મોટી ખોડિ ૯૨

---

૧ મુનિ ૨ આષાઢાભદ્ર કપટે આહાર

બાહુબલી પિંટયો વેખડી, કપવનો રહ્યો પરધરિ પડી,
ઢંઢણુ ન લહઇ વઠિઓ આહાર, ગયસુકુમાલ સિરિ અગાર ૯૩
સુરમુખ ઉનો બાલઇ મહુ, નવરાજા કુવસની બહુ;
ભીમ ભયો રમોઇ કરી, હરિચંદઈ જલગાગરી ભરી. ૯૪
અજહઈઈ નવિ આવ્યો મૂલિ, જે નિજ મરતગિ ઘાલઈ ધૂલિ,
ચમરે દો ભાગો તે ક્રૂર, હેમ સમોવડિ કેહીપરિ કર. ૯૫

## દૂહા.

હેમ સમો મુનિવર નહી, જેણઇ પ્રતિ બોધ્યો રાય,
જલચર થલચર જીવના, તઈ કીધી રક્ષાય ૯૬
પખી નઈ પ્રભવઇ નહી, જેહનઇ મસ્તગિ હેમ;
ચારણ કહઈ તુઝ દર્શણઈ, મુઝને હુઓ પ્રેમ ૯૭
દરિદ્ર દાસ ભાગી ગયા, વલી ઉગ્ર દેહી વાન,
હેમ સૂરિ મુખ દેખતા, પામ્યો નવઈ નિધાન. ૯૮
ચારણ વચન નૃપ સાભલી, હરખ્યો હઇડામાહિ;
હેમસૂરિ કરી લુછણુ, નવ લખ દીધા સાહિ ૯૯

## ઢાલ ચંદ્રાઉલાની

નવ લક્ષ આપી રોકડારે, વલીઓ કૂંમરનિરદો,
તરૂઅર ચીર પહરાવીઆરે, હઇડઇ અતિ આણંદો,
હઇડઇ અતિ આણંદો સુજાણ, ઠામિ ઠામિ મુકઈ સોવન નાણું,
પુષ્પ ઉઠાવે ભાવના ભાવે, સુદ્રવ્ય ધન સુખેત્રઈ વાનઈ,
જી ઋષભજીરે. ૧૦૦
ગિરિ ઉપરિ સંઘવી ચઢયોરે, હાંયો પર્વત ત્યાંહો,
હેમાચારજ નૃપ તણારે, એ પદ પામવા કયા હો.

એ પદ પામવા કિહા કહ્યુ માચું, નેણે હરખઈ દુ ડુંગર નમ્યુ
તીર્થં ગામ નગર તે સારો, જીહા (મહા) પુરૂષતણો વિવહારો,
જી નાભ જીજીરે ૧

શૈત્રુંજાનુ ઢુંક પાયમુરે, નામિ ગઢ ગિરનારો,
કુમારપાલ સંઘ સચર્યોરે, સાથિ બહુ નર નારો,
સાથિ બહુ નર નારિસુ કહીઇ, ગામિ ગામિ જીન પૂજતા જાઇઇ,
શ્રી ગિરિનારિ સંગિ આવઇ થાન ભરીભર મોતી વધાવઇ,

વસુધાનું મંડણ તે સહી, ખરી સંપદા તેહની કહી;
જગમાં જીવ્યા તે પરિમાણ, સંઘપતિ તિલક ધરાવે જાણ. ૭
શ્રી સેત્રુંજય જૂહારે પુણ્ય, તે તું શ્રીગિરિનારઈં માનિ;
પંચમ હુંઇ સેત્રુંજાનું સાર, પંચમ ગતિ આપઇ ગિરિનારિ. ૮
પેહેલે આરે ગિરિ કૈલાસ, બીજઇ ઉજ્જયંત નામ પ્રકાસ;
ત્રીજે રૈવત નામ વિચાર, ચોથે સરણ પંચમ ગિરનાર. ૯
છઠઇ આરઈ સુંણિ અભિરાંમ, નંદભદ્ર ગિરિ હોસ્યે નાંમ;
એ ગિરિ વર્ણવ હિવ કેતો કરું, કેહીપરિ સાયર ભૂજાઇ તરું; ૧૦
અસ્યાં વચન નિજગુરૂનાં સુણિ, બોલ્યો તવ પૃથવીનો ધણી;
સ્વાંમી પ્રતિમા વજ્જહ દેહ, [1]કવણ પુરૂષઈં ભરાવી એહ. ૧૧
ગુરૂ કહઇ અતીત ચઉવીસી જસેં, સાગર તીર્થંકર ત્રીજો તસેં;
ઉજેણી નરવાહન રાય, સમોસર્યા સાગર તેણઈં ઠાય. ૧૨
રાજા વંદન આવ્યો જસેં, બાર પરખદા બેઠી તસેં;
સભા કેવલી [2]જાંણી જાંમ, કરજોડી નૃપ બોલ્યો તાંમ. ૧૩
સ્વામી કેવલ કહીઇ હસઈં, સાગર [3]જીણેસર બોલ્યા તસેં;
બાવીસમો શ્રીજીનવર નેમ, ગુઝ પંચમગતિ હોસઈ જેમ. ૧૪
શખરદેશના જીનની સુણી, લહી વેદના ચિહુંગતિ તણી;
અતિવયરાગઈ પૂર્યો રાય, સંયમ લેઇ સુરલોકિ જાય. ૧૫
બ્રહ્મદેવલોકિં ઇંદ્રજ થયો, જીહાં સાગરદસ આઉખો;
પૂરવ પુણ્ય સંભારી ફરી, શ્રીજીન વચન હઇઆમાંહિ ધરી. ૧૬
વજ્ર રત્ન તિહાં આંણી કરી, નેમનાથની પ્રતિમા ભરી;
નિજ દેહરાસર તે પણિ ધરી, નિત પૂજઇ આલસ પરિહરી. ૧૭
ઘણોકાલ તિહાં એણીપરિ જાય, ઇંદ્રિ આઊખું પૂરું થાય;
તિહારઈ નિજમનિં કર્યો વિચાર, જગમાં મોટો ગિરિ ગિરિનારિ. ૧૮

૧ કોણે. ૨ જોઇ. ૩ જીણવર.

ત્રિણિ કલ્યાણક જીનના હસઈ, દીક્ષા કેવલ મુગતિ જસઈ;
એહવું દેવ વિચારી કરી, ગિરિ ઉપરિ આવ્યો પરવરી. ૧૯
ભોમિ માંહિં પ્રાસાદ અપાર, ત્રિણિ ગભારા કીધા સાર;
રૂપાતણું તે દેહરૂં કરઈ, ત્રિણિ પ્રતિમા તેણઈ થાનકિ ધરઈ. ૨૦
એક બિંબ રતનમય કર્યું, બીજું બિંબ તિહાં મણિમય ધર્યું;
ત્રીજું બિંબ સોવનમય સાર, કરઈ થાપના સુર તેણીવાર. ૨૧
એક તિહાં કંચણ મલાંણું કરે, વજ્ર બિંબ તે માંહિં ધરઈ;
પૂજે પ્રણુમી વલીઉ હવઈ, આયુ પુહુચઈ સુર તિહાં ચવઈ. ૨૨
બહુ સંસારમાંહિ તે ભમ્યો, સુખભરિ કાલ ઘણો નીગમ્યો;
નેમ તીર્થંકર પ્રગટ થાય, તિહારઈ તે હુઉ પૃથવીરાય. ૨૩
પશ્ચી મહાપશ્ચી જે દેસ, સીતસાર નગરીજ નિવેસ;
પુણ્યસાર નૃપ એહવે નામિ, નેમનાથ આવ્યા તેણઈ ઠામિ. ૨૪
પુણ્યસાર નૃપ વંદન ગયો, બિ[1] કરજોડી ઉભો રહ્યો;
સુદ્દેશના જીનની સુંણી, શ્રાવક થયો મિથ્યા અવગુણી. ૨૫
નેમઈ તિહાં પૂર્વભવ કહ્યો, તવ રાજા ગિરિનારિં ગયો;
બહુપરિ જીનની પૂજા કરી, નૃપ આવ્યો નગરીમાં ફિરી. ૨૬
પૂર્વ ભવ દુખ કાંને સુંણી, સુતનઈ કીધો નગરી ધણી;
દીક્ષા બહુ મંડાણઈ વરી, મુગતિ ગયો મન ખેદ કરી. ૨૭
પુણ્યસાર નૃપ મુગતિ જાય, લેપ બિંબ એક તિહાં મંડાય;
નેમતણું નિર્વાણુજ થાય, નવસેંનવ વરસ ઉપરિં જાય. ૨૮
તિહારઇ કાસ્મેર દેસહ થકો, રત્ન નાંમ શ્રાવક ઉલષ્યો;
યાત્રા કરવા આવ્યો ત્યાંહ, નેમનાથ જીન બાઈઠા જ્યાંહ. ૨૯
હરખી બહુજલ કરઈ પખાલ, લેપ બિંબ તિહાં [2]થયું વિસરાલ;
ખિણ ખેદ હુઓ મનમાંહિં, સાઠ ઉપવાસ કરે તેણઈ ઠાંહિં. ૩૦

---

૧ જેમ. ૨ હતું.

પ્રતિગ અબિકા તિહારઇ થઈ, ગ્રહ્ય વાત શ્રાવકનઈં કહી;
કંચન મલાંણમાંહિં પ્રતિમાય, તે બઇસારઇ તેણઈં ઠાય. ૩૧
દેવી વચને શ્રાવક રત્ન, વજ્જ બિંબ માંડયું કરી જત્ન;
એ પ્રતિમાનો મહિમા બહુ, તે ત્રિહું ભુવને જાંણુઇ સહુ. ૩૨

દૂહા.

ત્રિહુંભુવને ગુણ વિસ્તર્યા, નેમનાથ ગુણવંત;
પૂજઇ શિવસુખ પાંમીઈ, પેખ્યઈં સુખ અનંત. ૩૩
શાસનમાંહિં એ કહ્યું, અન્ય શાસ્ત્રઇ એ વાત;
કૃષ્ણ બલિ તો જીવીઉં, આરાધી નેમનાથ. ૩૪

ઢાલ.

રીષીનું વૈયાવચ્ચ કરે એ–દેસી–રાગ ધનાશ્રી.

અસુંઅ સુંણી નૃપ હરખીઉએ, પૂજીઆ નેમ જીણંદ તો;
રંગિ હું ભણુંએ.
ઈંદ્રમાલા લેઇ ઉગટઇ એ, મનિધરિ અતિહિ આણંદ તો–રં.
જગડુસાહ તે માલા લીઇએ, દેઈ નૃપ કોડિ સવાય તો–રં.
કુંઅરનરિંદ ઇમ કહઇ એ, ધન ધન હો તુઝ માય તો–રં. ૩૫
આમર છત્ર ધજ તોરણ એ, કનકમય કરઈ નૃપ આપતો–રં.
શ્રીજીન ભગતિ આદિ કરીએ, ધોઇઆ પૂરવ પાપ તો–રં. ૩૬
ગજરથ અશ્વ આપ્યા ઘણાએ, બીજી કનકની કોડિ તો–રં.
સકલ પાજ-બાગા ભણી એ, કરે ત્યાહ પત્થર જોડિ તો–રં. ૩૭
શ્રી સંઘ ભગતિ કીધી ઘણીએ, આપીઆ ભૂષણ ચીર તો–રં.
શ્રીગુરૂ પાઉલઈ જઇ નમ્યોએ, નિર્મલ કીધ સરીર તો–રં. ૩૮
યાત્રા કરી નૃપ સંચર્યો એ, ચાલીઉ ચઉલક રાય તો–રં.
આરણિ દેવકઇ આવીઉ એ, શ્રીચદ્ર પ્રભુ તસ હાય તો–રં. ૩૯

પૂજી પ્રણમી નૃપ લીધ એ, હાથમા તે ઇદ્રમાલ તો–ર
રત્ન દીધુ સવાકોડિનુ એ, જગડૂલીધ(માલ) તતકાલ તો–ર. ૪૦
અચરિજ પેખિ નૃપ તિહા એ, પૂછીઉ જગડૂ તામ તો–ર.
સાંમાન વાણીઓ તુ સહી એ. તુઝ કિમ એવડા દામ તો–ર ૪૧
જગડૂ કહઈ સુણી રાઉયા એ, પ્રાગનમી હંસરાજ તો–ર
રત્ન પાચ હના તે કહ્યુ એ, ત્રિણુ તે પુણ્યનઇ કાજ તો–ર. ૪૨
સધનોસચતસ નવિ મક્યોએ, રત્ન દીઆ મુઝ તાત તો–ર
ત્રિણ્યિ પરચ્યા પુણ્ય કારણિએ, યુગલ રહ્યા મુઝ હાથ તો–ર ૪૩
રત્ન અમૂનક સિ ભવાએ, જે મુઝ વિણજનઇ કાજ તો–ર.
તે લીઉ હુ તુહ્મ દીપીઉ એ, નવનિધિ તાહરઇ નામ તો–ર ૪૪
જગત્ર ભૂષણુ નૃપ લહી એ, મુકિઆ રત્ન સિ હાથિ તો–ર
કુંમરનિરદઇ ત્યાહા નમીએ, અઢી કોડિ આપી હાથ તો–ર. ૪૫

**દૂહા.**

અઢી કોડિ આપી રોકડા, બહુજ પ્રસરયો ત્યાંહ,
તીરથયાત્રા સુપરિ કરી, આવ્યા પાટણુ માહિં. ૪૬

**ચઉપઈ**

પાટણમાહિ નૃપગાન્યો જસઈ, નગર ભનુ સિણગાયુ તસઈ,
રચના ગઢ દરવાજઈ ઘણી, ઉપમ નગરી લકા તણી ૪૭
ધજ તોરણ બાધ્યા વિશાલ, બાધ્યા કનક તણા બહુ થાલ,
ઉપરિ વાજે ભુગલ ભેર, સિણગારી સુંદર હટસેણ ૪૮
ગાજઇ ગયવર બહુઅ સત જ્યુ વાજે ઢોલ ગડગડઇઅ નિશાણ
બહુ આડંબર આવઈ રાય. મ ની મહઇના સાહમા જાય ૪૯
મુક્યો ભેટિ નમાવઇ સીસ, પુરજન લોક દિઇ આસીસ
ધન. ઉઝલઇ આસાઈતિય, નાગી જેતા આવિ આય ૫૦

ધમી નારી ચૂકઇ સિંણુગાર, કાને કાજલ પાએ હાર;
ગલઈ ઝાલી કંચૂક કરિ અલ્યો, કેતી હાથ આરિસો [1]અલ્યો. ૫૧
કેતી કટિથી [2]ગયો સાડલો, નાક ઉપરિ કીધો ચાંદલો;
કેતી બાલ ત્રછોડઇ ધમેં, નૃપ નઇ જોવા [3]મન ઉલસઈ. ૫૨
કેતી કંચૂક પહરિ સરીર, પણિ નહીં હેંરે ચરણાચીર;
કેતી કરિ ઝાલ્યું પહઝિણું, કેતી મુંકઈ તિહાં રાંધણું. ૫૩
એક નારિ ઉઠી સમકાલિ, કહઇડિ ધાલ્યુ પરતું બાલ;
એક નારી નરનઇ પ્રીમતી, દોડી તે અધવચિં મુંકતિ. ૫૪
ઇમ નારી નૃપ જોવા કામિ, મિલી પ્રમદા ઠામો ઠામિ;
અનેક પુરૂષ મિલ્યા વૃદ્ધ બાલ, આવ્યા કુંમરનરિંદ ભૂપાલ ૫૫
પધરો સ્વામિ નગર મઝારિ, મોતિ વધાવઇ નરનઈ નારી;
નૃપ જાઈ ચિહું પાસે ફિરી, સતોષે શુભ વચને કરી. ૫૬
મહોત દીઠ બહુ પ્રજા તણઈ. બઇમો બઇસો નૃપ મુખિ ભણઈ,
એણીપરિ કુંમરનિરંદદ છઈહા, આવી બઇઠો પાટણમાહિં. ૫૭

## દુહા.

પાટણમાહિં નૃપ આવીયો, હુઓ તે જયજયકાર,
અનુક્રમિં તિહા આવીઆ, અષ્ટાન્હિક દિનસાર. ૫૮

## ચઉપઈ

સાર દિવસ તિહાંઆવ્યા જસે, અઠાઇ મહોત્સવ કરતાં તસેં;
ઉત્તરાધ્યનની વૃત્તિ કહઈ, મિ યાત્રા તે શાસ્વત લહઈ ૫૯
ચૈત્ર માસ અષ્ટમ દિન ભલા, આઠ દિવસ અસોમાં લહ્યા,
એણે દિવસે સુરવૃંદ આદરઈ, નદીસર સુર મહોત્સવ કરઈ. ૬૦

---

૧ રહ્યો. ૨ સિર્યો ૩ અતિ.

ગામ હામિ થિતિ પૂછી ફરી, ભૂપઇ તિહા પ્રતિમા ઉદ્ધરી,
બહુપરિ પૂજા કીધી ઘણી, આવ્યા સ્વામી પાટણ ભણી ૮૧

ત્રાજીત્ર કોડિ વજાડયા ત્યાહ, આણી પ્રતિમા પાટણ માંહિ,
નિજઘરિ રત્ન દેહરાસર કરી, જીવીત સ્વામીપ્રતિમાતિહા ધરી ૮૨

બાર હજાર ભલા જે ગામ, તેહનો જે વલી આવઇ દામ,
તે જીનપૂજા કામિં સહી તે ધન બીજઈ થાનકિ નહી ૮૩

ચીવર ચોખા અગિઇ ધરી ભૂષણ ફૂલઈં શોભા કરી
કેસર ચદન અગર સુધૂપ, શ્રેણિકપરિ જીન પૂજઇ ભૂપ ૮૪

જીન દેખી હરખઇ બહુભાતિ, રત્ન ચઢીઉ દારિદ્રી હાથિ,
બુડતા જીમ જડીઉ વહાણ, કિમ આનદ લહઇ તસ પ્રાણ ૮૫

જીમ લૂકયો લહઇ અમૃતકુડ, ભૂખ્યા ભોજન ખીરહ ખડ,
તિમ પ્રતિમા દેખી ઉનસાઈ, જીન મૂરતિ જીન સરીખી થસાઇ ૮૬

નિત ઉઠી નૃપ પૂજા કરઈ, શ્રીજીન ધ્યાન હઇઆમા ધરઈ
પાચ નમુત્થાણ નરપતિ[૧] કહી, દિનપ્રતિ જીન નદઇ સહી ૮૭
બિહુતરિ સામત રાજા વલી, વડ વિવહારી સાથિ મિલી
હસ્તી ખધિઇ બઇસી રાન નિતિ તિહુયણ પ્રાસાદિ જાન ૮૮
ઘરિ આવી જીનપૂજા કરઈ નિવેદથાન લેઇ આગલિ ધરઈ,
સાઝ સમય જીન પૂજઈ સહી દીપધૂપ કરતો ગહઇ ગહી ૮૯
એક દિવસ નૃપ કુમર નરિદ, પૂજેવા શ્રીતીગ્જણદ,
વણ વાયયું પરોતુ જેહ, કુમારપાનઇ ગામ્યુ તેહ ૯૦
વેગઈ સેવક બોલ્યો તહી, પગ્ફૂલ[૨]નહિ અમોગતનહી,
મબેરા નગરીનો રાય, પદહ્ણીપગ્ફૂલ ચિદુ દસિ જાય ૯૧
કુમારપાન પૂજાનઇ કામિ, દૂત મોકલ્યો તેણે ગામિ,
નવી બેટિ દીધી તમ હાથિ, માગન લેખ લીખ્યો બહુ ભાતિ ૯૨

---

૧ ભૂપતિ ૨ પરોતુ

દૂતઈ જઇ વિનવીઓ રાય, સિર કરજોડિ લાગો પાય;
કુમારપાલ મોરો અદ્દભુત, સ્વાંમી હું તસકેરો દૂત. ૯૩
તેણુઇ ઇહાં જીનપૂજાને કામિં, મુઝ મોકલીઓ એણુઇ ઠાંમિ;
આલો પટોળું અણુવાવર્યું, વિવિધ ભાતિ નઇ હીરઈ ભર્યું. ૯૪
તવ નરપતિ નર બોલ્યો તાંહ, જે અરથી તે આવે આંહ;
તઈ ફેરવીઉ કવણુ વિશેષ, તુઝ પટકૂલ ન આપું એક. ૯૫
જા તું મારગિ તાહરઇ વલ્યો, મુખ લેઇ શું ઉભો રહ્યો;
માનભ્રષ્ટ કરી કાઢિઉ જસઇ, હીનકારણિં કવિ બોલ્યો તસઇ. ૯૬
દાંણી ડાંગીઓ માગણુ ચાડ, સારથી નઇ દૂહવાઇ તે ધાડ;
દરવાની રાજાનો દાસ, દૂહવી ગુણુ નવિ કહીઉ તાસ. ૯૭
હાક્યો હડસેલ્યો જે દૂત, વલ્યો દૂત[1] થયો ભયરવ ભૂત;
આવ્યો કુંમરનિરદહ જીહાં, અતિ કકલતો બોલ્યો તિહાં. ૯૮
સ્વામી એ રાજા દુરદાંત, તુહ્મનઇ જલ દીધું નવિ પાંતિ;
ફેકટ શોભા ખોવા કાજી, મુઝ મોકલીઉ એહનઇ રાજી. ૯૯
સુંણિ વચન ખીજ્યો તિહારાય. બાહડદે તેડયો તસ ઠાય;
લેઇ કટક જાઉં તેણુઇ ઠામિ, કરૂર રાય વસઇ જેણુઈ ગાંમિ. ૧૦૦
એક હજારનઈ સહઇ ચ્યાર, [2]ઉઠંઇ પુરૂષ ચઢયા તેણીવાર;
હય ગય રથ સુર અનેરા બહુ, યુધ કારણુ નર આવ્યા સહુ. ૧
વીટિઉ બબેરાનો કોટ, કરૂરરાય પરિં દેવા દોટ;
પડયું કટક તિહાં છાનું [3]સહી, વલ્યું સેન રાજાનઇ ગ્રહી. ૨
સોવન કોડિ તિહાં લાગુ હાથિ, અગ્યાર સહ્યાં વાજી બહુભાતિ;
ભલા સાલવી સાત હજાર, કબજી કરઇ મંત્રી તેણીવાર. ૩
બાહડદે તિહાં ચઢીઉ ગયંદ, ફેરી આગન્યા કુમરનિરંદ;
પાડયો કોટનઇ ધટિં દલ્યો, હલ ગાધઇડિઇ ઘાલી વલ્યો. ૪

---

૧ પુરૂષ ૨ પુઠઈ ૩ રહી.

આવ્યો કુમરનિરંદ જીહા, ચરણે શિષ નમાવે તિહા
કરરરાય નઇ ધાર્યો પાય, કુમારપાલ હરખ્યો તેણઇ ઠાય ૫
રાજઘટ દીધુ તસ[1] નામ મંત્રીની વાધી બહુ માન[2],
નૃપનઈ નવિ દૂહવ્યો લવલેશ આપ્યો સવાલાખ તસ દેશ ૬
કુંમારપાલ કહે સાભલિ રાય જીવતણી કરજે રક્ષાય
ટાલેઅ કર અનઇ અન્યાય છોરૂપરિ પાલે પ્રજાય ૭
મુઝ અપરાધ ખમે નરનાથ તુઝનઇ ન ઘટે એવડી વાત
શ્રીજીનપૂજા કેરઈ કાજ, દૂત મોકલ્યો તાહરઈ રાજ ૮
તઈ હેલ્યો મુઝ સરીખો દૂત તુઝનઇ ન ઘટે ખત્રિપુત
પુણ્યતણી એ કુતિ વાત હરખઈ કાજ કરી જઇ નાથ ૯
એણે વચને નૃપ લાજ્યો ઘણુ, અતિ ઓછુ ભાવઇ આપણુ,
હુ મૂરખિ નઈ હુ અજ્ઞાન પુણ્ય ઠામિ કીધુ અભિમાન ૧૦
જસ્યુ કર્યું હું પામ્યો તસ્યુ, મુખ લેઇ હુ[3] બોલુ કીસ્યુ,
આહરા કરણી સારૂ વલી તુઝવિણુ બીજો નાખઇ દલી ૧૧
તાહરા ગુણનો પાર નવિ લહુ તાહરૂ વચન સરિ ઉપરિ વહુ
તો અવગુણ પુઠિ ગુણ હોય, અવર પુરૂપ ઇસ સહુ કોય ૧૨
[4]હિઇઇ ન ઝઇઇ પૂરવ વાત, હુસા ઉપરિ મારઇ લાત
વરરૂચિ વિપ્રઈ જો શુ કર્યું, મારો મંત્રી તો ચિત્ત ઠર્યું ૧૩
સરીધ સમતા નાણી માહિ વરરૂચિને મગાવ્યો ત્યાહિ,
અરયો ન દીસઈ જગમા તેહ પાછુ વયર ન લાવઇ જેહ ૧૪
દ્વીપાયન તાપસ દગ્ધો એક, તેણે નરનારી દહ્યા અનેક
નારદ સુકુલ તણો વલી ઠામિ, દ્રુપદીને મુકી પરગામિ ૧૫
મેણી કુવચન બોલ્યુ ક્યાહિ ખિણુખિણુ સાલઈ હઇયા માહિ,
વાસુદેવ ત્રિપૃષ્ટ સરીખુ માન સીસુ ઢોલ્યુ સેવક કાનિ ૧૬

---

૧ તવ ૨ માન્ય ૩ હવે ૪ હદે

માગી વસ્ત જો ન દીઈ કોઇ, તિહાં વિખવાદ ઘણેરૂં હોઇ,
કોણીનઈ ન દીઉ ગજહાર, હલ્લ વિહલ્લનો ટાલ્યો કાર. ૧૭
ઈમ અનેરા દ્રષ્ટાંત જોય, કવિમાં સાંખી ન રહે કોય,
સમરથ હુઈ તો વાલઇ તદા, શકિત વિના કર્મ બાંધઇ તદા. ૧૮
પડિપાંન ચૂનો સહુ દીઇ. જીમ સ્વાદ તે સહુકો લીઈ,
ખંચઇ હાથ પડંતઇ ઘાય, તે નર નહી જે ન દીઈ ઘાય. ૧૯
તવલગઇ મુનિવર તવ વઇરાગ, જીહાં લગઇ છલવા નપડઇ લાગ;
તવલગઈ સતાનઇ તવલગઈસની, એકઠામિ મિલ્યાં જીહાં નથી. ૨૦
સમતાશીલ નીરહી દાતાર, માયા લોભ જસ નહી લગાર;
માંન રહીત નર જે કહુઇવાય, કામ પડઇ સહુ જાણ્યા જાય. ૨૧

## દુહા.

કામ પડિ જે કેસરી, ફુડ નહી મનમાંહિ;
શકતિ છતીઇ જે ખમઇ, સીસ નમાવું ત્યાંહ. ૨૨

## ઢાલ.

રાગ—મલ્હાર

(વીરમાતા પ્રતિ કારણિ એદેશી તથા કાયા વાડી કારમી એ દેશી)

સીસ નમાવું તેહનઈ, ગુણ તેહના ગાસું;
શકતિ છતી નર જે ખમ્યા, નિજકર્મ અહીઆસું-સી. ૨૩
નમું રઘુવસી રામનઈ, માની કૈકઇ માત;
દેશવટો મનિ નવિ ધરીએ, ગુણ એહ વિખ્યાત-સી. ૨૪
ત્રેવીસમો તીર્થંકર, સમતારસ ભરીઓ;
કમઠ ઉપર સો (દયા) કરઇ, રોષ તિહાં નવિ ધરીઓ-સી. ૨૫

ભ્રાતઈ ભ્રાત કઢાવીઉ, જૂઉ રાય સુમિત્રો,
તેણઈ નિજ બંધવ રાખીઆ, જે જન્મના શત્રુ ૨૬

શ્રવણે પીના જીન અમઈ જેણઇ મેરૂ નચાવ્યો,
શકતી છતા નવિ ફેરવી, સમતારસ (જો) નાગ્યો[1]–સી ૨૭

ચક્રીયકી બન બહુગુણ, બાહુબલિ માહિ,
ભરત સરિ મુકિ મુકતા આણઇ સમતા [2]માહિ ૨૮

પગ પૂજુ પુડરીકના, મ્હણુ ભ્રાત કીધુ,
ચારિત્ર લેઇ રાજ તિહા, કડરીક નઈ દીધુ–સી ૨૯

શનત કુમારનઇ નિત નમુ, તપ કરી તન ગાર્યો,
શકતી છતી નર તેહમા, પણિ રોગ ન ગાલ્યા–સી ૩૦

બ્રહ્મદત્ત ચક્રીનઇ નમુ, જેણઇ નિપ વધાર્યો
પણિ ન આપ્યો સાધુઓ અવગુણ તે નવિ ધાર્યો–સી ૩૧

તેહની પાતિનો હુ સદી નૃપ ચક્રાંક વરી
દેસ દેઈ મુઝ હુ માહરો મુખિ ધણુજ પ્રસરી–સી ૩૨

અસુ કહી નૃપ સચર્યો, આવ્યો જીહા અજેર,
જીવજંત ઉગારવા, ફેરવ્યો દેશ ઢંઢેર, ૩૭
અન્યાય અમ્બર ટાળ્યો સહી, દેસ નગર નિજ નામ,
જગત્ર જન સુખીઆ કીઆ, કુમારપાલ નઈ નામ. ૩૮
કુમારપાલ નિરદનો, મંત્રી બાહડ જેહ,
પૂરવિ અમેરા થકી, લાવ્યો સાનવી તેહ. ૩૯

## ચઉપઈ

હવઇ સાનવી સાત હજારિ, પારણુ વાસ્યા તેણીવાર,
વણઇ પટોના તિહા તતખેવ તે પહિરિ પૂજઇ નૃપ દેવ ૪૦
એમ જીનવરની પૂજા કરઈ, અરિહત નામ હ્રદયમા ધરઇ,
નિત રાખે નિજ ગુરનુ ધ્યાન, વિધિ કરી સુણતો વ્યાખ્યાન ૪૧
એક દિવસ નૃપ સભા મઝાર, પંડિત નર બઇઠા તસ [1]હાય,
પૂજઇ ગુરુ નઈ થઇ પ્રસન્ન, કહું સ્વામી આજ કુણ તિથિ દિન ૪૨
સહસાગર ગુરુ બોલ્યા મહી, આજ [2]અમાસનઇ પુનિમ કહી,
તવ બ્રાહ્મણ બોલ્યા તિહા હસી, કહોનઇ બુદ્ધિ નહી ગુરુ જસી ૪૩
જગ જાણે જે આજ અમાસ, હેમજ ભાખીઇ પુનિમ તાસ,
કાના માગને ઉત્તર કહઈ, મુરખ તે સાચુ સદહઇ. ૪૪
ફિકર હુઉ તવ કુમરનિરદ હાકી બોલ્યો હેમ સુરિંદ,
પંડિત વાત કરોછો કાંઈ, અમાસ પુનિમ રાતિ જણાઈ ૪૫
હવે વચન વિચારી તહીં, બ્રાહ્મણ તો મુઝ હેલઇ સહી,
જીનશાસન નઈ એ હેલવ્યો, તવ જગમાહિં ઉપહાસ થસઇ ૪૬
તેણે મારગિ મુનિ કરઇ ઉપાય તેડી દેવી નેણઇ હાથ,
વાત સકલ તમ માંડી કહી, તવ બોલી દેવી ગહગહી ૪૭

---

૧ હાથિ ૨ અમાવાસ્યા

મ કરીસ ચિંતા તું અવિરાય, પુંનિમ થાપવા કરૂં ઉપાય;
આહણુ ભરની પંતિ જીમ જાય, જયજયકાર જીનશાસત થાય. ૪૮
અસ્યું કહીને આવી રાતિ, ઉગ્યો ચંદ તારા બહુભાતિ;
દેવી કુંડલણઇ પસાય, બાર જોયણુ અજુઆલું થાય. ૪૯
પેખી તારા ઉજલ ચંદ, હઇડઇ હરખ્યો કુંમરનિરંદ;
બાંભણીઆ મુખ કરતા મંદ, સકલ લોક હુઓ આણંદ. ૫૦
જસ વાધ્યો જીનશાસન તણો, મહિમા સબલ હુઓ ગુરૂ તણો;
ઘણા લોક કહઇ જાૂઠા બ્રહ્મ, સાચો તે જીનશાસન ધર્મ. ૫૧
જીત્યો વાદ હુઓ પ્રભાત, હેમાચાર્ય જોડઇ હાથ;
શ્રીસંઘ સાથિં ખમાવે સહી, મૃષા આજ મઇ પૂંનિમે કહી. ૫૨
જીનશાસન રાખેવા લાજ, જૂઠું હું મુખિ બોલ્યો આજ;
તે તુહ્મ ખામું સંઘ સુજાંણ, જિમ રહઇ(થિર)જીનવરનીઆંણ. ૫૩

દુહા.

આણુ ન ખંડઇ જીનતણી, પાપભીરૂ મુનિ હેમ;
દયા ધર્મ દીપાવતો, જીનશાસન પરિં પ્રેમ. ૫૪
શાસન દયા નઇ કારણિં, કબહીક કહઇ અસત્ય;
મનમાંહિં સાચું સદહઇ, નિર્મલ રાખઇ મતિ. ૫૫

ઢાલ.

સુપુરૂષ તે સહી, ન સુગ મનમાં નહી;
પાપ કરતો મનમાં સંકાય;
સંસાર બીહતો રહઇ, દોષ નિજ મુખિ કહઇ,
તે નર સુગતિમાં કાં ન જાય–ન. ૫૭
નારિસું નિત રમઇ, કામ વિરસ્યો ગમઇ,
જીવ હણુન્તો સબલ ધૂજઈ,
પાપ પરિગ્રહ ઘણો, મેલતાં નવિ બીહઈ,
સોય ભવિગણય બુઝઈ, તેહનઇ સુગતિનો સેર સૂઝઈ–ન. ૫૮
કાંમ પુણ્યનું કરઈ, નિઘસપણુ આદરઇ,
જતનસું ઉપગરણાં ન રાખિ,
વરત મયલા કરઇ, સક મનિ નવિ ધરઈ,
સોય(કેમ)સુગતિનોમાગચાખઈ, જાતા રહ્યા જીવ પાખઈ–ન. ૫૯

## દુહા.

સાગપરિં મન સરલ બહુ, સ્વામી હેમ સૂરિંદ;
પુનિમ થાપી કારણિ, માંનધરી આણંદ. ૬૦
મિછા દુકકડ દેઇ કરી, હુઇઉ મુનિવર નિકલંક;
સોય પુરૂષ હલૂઓ સહી, દોષ કામ ધરઇ સંક. ૬૧
સુપુરૂષ જાણી નૃપ ભણેં, સુણિં તું મુનિવર હેમ;
જૈન (ધર્મ) ઉપરિ શૈવને, દ્વેષ ઘણો તે કેમ. ૬૨

## ઢાલ.

રાગ–આશાઉરી–પાડવ પાચ પ્રગટ થયા એ–દેશી.

રાગ–વિરાડી તથા રા–સામેરી.

હેમ કહઈ નૃપ સાંભલોએ, એક દિન ઋષભજીણંદ રે;
નયરી અયોધ્યા નઇ વનિ, સમોસર્યા ગુણવંત રે–હે. ૬૩

### દૂહા.

મોદિમ ખરી નર તેહની, વણુ દીધઇ નવિ ખાય;
યાચક જન પંખી પશુ, ભૂખ્યો કોઇ ન જાય. ૮૨
પાત્ર મુનિનઈં પોખીઇ, સુખ દીજઇ પરદેહ;
ઋષભદેવ કહઇ [1]નૃપ સુણો, ઉછ્વાનું ફલ એહ. ૮૩

### ચઉપઈ.

એણુ વચને હરખ્યો ભરતરાય, કરજોડિ બોલ્યો તસ હાય;
સ્વાંમી પધારો માહરઇ ઘારિ, અનપાંન દીઉં બહુ પયરિ. ૮૪
ઋષભ કહઈ સુણિ ચક્રીભરત, તાહારા આહારતણો નહી અર્થ;
રાજપિંડ મુઝ નાવઇ કામિં, નૃપ ધન ખરચો બીજઇ ઠામિં. ૮૫
એણુ વચને હુઉ ખિણ ખેદ, વેગેં બોલ્યો ઇંદ્ર સુદેવ;
ભરત? ભગતિ સ્વાંમીની કરો, સુકૃત તણો ભંડારહ ભરો. ૮૬
હરિ વચને નૃપ હરખ્યો બહુ, શ્રાવકજન મેલ્યા નર સહુ;
ભાવ ભગતિ કરઈ [2]ઠામોઠામિં, ગયાં તુહુતરાં ગાંમો ગાંમિ. ૮૭
કોડિબદ્ધ શ્રાવક તિહાં મીલ્યા, અનેક પુરૂષ [3]તિહાં બીજા ભલ્યા;
રાંધણીઆ થાકાં રાંધતાં, પુહુચી ન સકે [4]નર પીસતા. ૮૮
ભોજન લાલચી જગમાં બહુ, વૃદ્ધબાલ નર ધાઇ સહુ;
ઠેલા ઠેલી કરઇ અતિ ઘણી, વઢઇ થાલ ડાબરીઆ ભણી. ૮૯
ચૂટી લિઈં આખલ પાટલો, મનિ લાજઇ શ્રાવક જે ભલો;
ઈંહાં જમવાનો નહી આચાર, એ ભોજનથી ખીચ સુસાર. ૯૦
એમ જમતાં નર લજા જાય, ઈંમ જમતાં લાલચીઉં થાય;
એમ જમતાં હુઇ લોલપીપણું, ઈંમ જમતાં હેલાઇ ઘણું. ૯૧
ઈંમ જમતાં [5]નુ રહઈ ધર્મ, ઈંમ જમતાં નર ભાંજે ભર્મ;
ઈંમ જમતાં અંગિઆલસ થાય, નર રસવાની [6]આહઈ જાય ૯૨

---

૧ ભરત. ૨ તેણે, ૩ માંહિ. ૪ તે ૫ નર. ૬ આય.

સુપુરૂષ અસુ વિમાસઈ ત્યાહ, જીમતા લાજઇ હઇડામાહ;
ભોજન લાવચી થાઇ ખુશી, માગઇ ઝૂંટી ઉડી લીઇ ધસી ૯૩

દિહાડી દિહાડી નર બહુ ઘણા, જીમવા પુરૂષ[1] મિલ્યા બહુગુણા,
લોક લાવચી ભોજન સાર, જીમવા લબકઇ ડાઢ અપાર. ૯૪

રસ લોલપી ધાઇ નીતિ ઉડી, જીમ માખી મધપૂડા પુઠિ,
વનકેડિ જીમ બહુ વાનરા, જીમ સુનઇ ખેત્રઈ ઉદિરા ૯૫

જાણું છાણુઇ વલગા કીડ, જીમ હરિત ખેત્રઇ વલગા તીડ,
ખાતા કો પાછુ નવિ જાઇ, ભરિ પેટ ધરિ આની સુઇ. ૯૬

ઇમ અણુતેડયા જીમવા ધસઈ, દાન કાજી નર પાછા ખસઇ,
મોટામોલ બોલઇ મોહીઆ, સોય મરી હોસઈ પોઠીઆ. ૯૭

ગુણ વિણુ ગર્વ ધરઇ મનમાહિ, કોડી એક ન ખરચે ક્યાહિ,
પ્રગટ દીસઇ પેરભગ, સોય મરી થાસઈ કૂતિરા ૯૮

દાન શીન તપ નઇ ઉપગાર, ન લહઇ શાસ્ત્રતણોજ વિચાર,
આપ પ્રસસી જીમના જાય, મરી પુરૂષ [2]નઇ ભઈંસા થાય. ૯૯

પરઘર ભોજન કાનિ સુણી, અગિ સાતા ઉપજઈ ઘણી,
છાડઇ જમઇ કરઇ અન્યાય, મરી પુરૂષ તે ગર્દભ થાય ૧૦૦

જે લૂખા ઇંદ્રી વમી કરે, હરખે તિહા આવેનહિં તુહુતરે,
લોભ રહિત નર ધાગો પાય, તેહનો જમજગતમા[3]કહઈવાય ૧

કાયા કરણુ ચોચન નઇ નાક, એહના જીતણુ હારા લાખ;
જે નર જીહ્વાનઇ વસિ કરઈ, સોય પુરૂષ સધનામા સિરઈ ૨

સસ્કૃતરસ તન લગઈ ભાવિ, જવનગઈ મીઠા નિસુંણ્યા કાવ્ય,
કાવ્યતણો રસ તિહારઈ ગયો, ગીત નાચ્ય રસ પ્રગટ થયો. ૩

[4]ગીત નાચ્ય રસ નિહારઈ ભગ, જવ ન દીઠ નારીનુ અગ,
ઋાપભ કહઈ રભા રસ ગહ્યો, ભૂખ્યા ભોજન જીહારઇ મિલ્યો. ૪

---

૧ એ હરખે ૨ તે ૩ બોલાય. ૪ નાન માન રમ નિહાર ઇભિગ.

જેહનઇ દોઇ વિષય અતિ વરૂઆ, ભોગે ખાઇ ઘુન લાડુઆ;
અનંતમેર થકી બહુ ધાંન, ખાધે નવિ લહે ન માન; ૫
તેણઈ કારણિં નર પંડિત તેહ, રસના વસિં રાખઈ નર જેહ,
ખાટઈ ખારઇ ન ધરઇ ખેદ, વલી સુંણયો ભોજનના ભેદ. ૬

દૂહા.

મનમાં ઇચ્છા નવિ ધરઇ, મહોતે પરિ ધરિ જાય;
લોક વિવહાર રાખી જમઈ, [1]ભાવિં નિર્મલ થાય. ૭
જસ તેહનો જગમાં વાધઇ, તે નરને નહી દોય;
જમતાં હર્ખ ધરી નહીં, નહી મનિ ઇન્દ્રી પોષ. ૮
એ વિધિ શ્રાવક નઇ [2]મહી, પાલઇ તે નર સાર;
શાસ્ત્ર અનુસારિ વલી કહું. સુપુરુષ ભોય વિચાર ૯

ચઉપઇ.

ત્રીજઇ તેડઇ જીમવા જાય, પેટભરી નિદ્રા અંન ન ખાય;
સઘલી વસ્ત મખર નવિ લીઇ, નવિ છાંડઇ નવિ પાડી દીઇ. ૧૦
સાદ કરઇ નવિ ત્રાડઇ તહી, ભોજન ભગતિ વખોડઇ નહી,
ઋષભ કહઇ વ્રત અંગિ ધરઈ, તે નર જીમતાં તારઇ તરઇ. ૧૧

દૂહા.

એણીવિધ શ્રાવક જે જમઈ, તે [3]નર મોટું પાત્ર;
તપ જપ ક્રિઆ આદરઈ, ભણઇ ભણાવઇ શાસ્ત્ર. ૧૨
પ્રાંહિં પુરુષ અરથાં વશી, જગમાંહી થોડી જાંણ
શ્રાવક સહુ સરિખડ. ગુણ મધ્યમાની ખાંણ ૧૩
આગમ અર્થ રૂડા લહી, ન કહઇ પરના દોષ
ધન્ય જીવ્યું જગિ તેહનું, કરમ અસ્યાનો પોષ ૧૪

1 તો પઠ નિર્મલ થાય. 2 કહી. 3 તે પણ શ્રવને ચિત્તે ગમે.

તેણુઇ મારણિ ભરતેસર, મેલિં પાત્ર અનેક,
મેઘતણિ પરિ વરસતો, કર નવિ ખંચે રેખ, ૧૫
વૃક્ષ ફલઇ જીમ પંખીઆ, આવી મિલઇ બહુ ભાતિ,
તિમ ભરતેસર આગણઇ, ભોજન હુઇ પરભાતિ ૧૬
જીમતા આલસ નવિ કરઇ, દેતો ન ખંચઇ હાથ
રાધણીઆ થાકા સહી, તેણુઇ વિનવીઉ નાથ ૧૭

## ચઉપઇ.

નાથ તેણે વીનવીઉ જમઇ, સામી પુરૂષ મિલ્યા બહુ અહિ,
શ્રાવક ભેના લોક અનેક, એમ જમતા ન રહઇ વિવેક ૧૮
વિવેક વિના નવિ સોભઇ પુણ્ય, વિવેક વિના નવિ શોભઇ ગુણ
વિવેક વિના તપ કિરીઆ કરી, વિવેક વિના વિણુ સાડઈ મહી ૧૯
વિવેક વિના નવિ શોભઇ ધ્યાન, વિવેક વિના નવિ શોભઇ જ્ઞાન,
વિવેક વિના ભનુ નહી દાન, વિવેક વિના નવિ શોભઇ માન ૨૦
તેણુઈ કારણિ નૃપ કરી વિવેક, જીમ કો નિતી ન લોપઇ રેખ,
નીતિ વિના નવિ શોભઇ રાજ, નિતિ વિના સુધર્મહ કાજ ૨૧
નિતી વિના ઘર શોભા કસી, નિતી વિના પતિ જાઈ ખસી,
નિતી વિના કસુ નહી સાર, નિતી વિના સી જીમણુનાર ૨૨
તેણુઇ ભરતેસર કરે ઉપાય જીમ શ્રાવક અનગા ઉલખાય,
સુણિ વચન ભરતેસર રાય, કસી નીતિ કરઇ તેણુઈ ઠાય ૨૩
શ્રાવક સમકિત ધારી જેહ, વ્રતી વ્રતધર કહોઇ તેહ,
ભોજન કારણ રાખ્યા સોય, તે ભેલા દુજન નહી કોય ૨૪
ઉલખવા કારણિ તમરાય, રત્ન કાગણી કર લોઇ રાય
રેખા ત્રિણિ નર હ્રદિ કરઇ, સમકિત દ્રષ્ટિ સો પણિસિરિ ૨૫
જે નત અંગે જોતા ધરઇ, તેહ નઇ તેતી રેખા કરઇ
સુપરિ ભગતિ કરઇ નરનારે, ચીવર ભુંગુ દીઇ તમરાય ૨૬

કાલઇ ભરત ગયો પરલોક, આદિજસા હુઓ પુણ્ય યોગ,
તેપણિ ભગતિ કરઇ નર સાર, કંઠ ઠવ્યા સોનાના તાર ૨૭
આઠપાટ અનુક્રમઈં ગયા, તન દોરા સુતરના થયા,
કાલે તિર્થંકર વિરહ થાય, જીનનવ દશ વચિ મુનિવર ગયા ૨૮
કાલે શ્રાવક સઘલાજ થયા, વ્રત છંડી ઘરમાડી રહ્યા,
કન્યાદાન પ્રકાસ્યઈં સહી, નિશિ ભોજન કરતા ગહગહી ૨૯
સનાંન શ્રાદ્ધ સવત્સરી જેહ, ઉખલ મુષલ [1]કહીઇ તેહ,
અનરથ ઘણા પ્રકાસ્યઇ બહુ, કાલે શ્રાવક વહ્યા સહુ ૩૦
[2]શ્રી શ્રેયાસજીન પ્રકટ્યા જસઈ, સુધો ધર્મ પ્રકાસ્યો તસઈ,
મિથ્યા શ્રેય તેણઇ ર્ક્યો નિષેધ, તેણે બ્રાહ્મણ મુનિ ઉપરિ ખેધ, ૩૧
જે જે પૂછઈં કુમરનિરંદ, પડઉત્તર દીઈં હેમસૂરિંદ,
શુદ્ધ વાત ગુરમુખથી સુણી, અતિ હરખ્યો પાટણનો ધણી ૩૨

## દૂહા.

કુમર નરેશ્વર ઇમ કહઈં, તું ગુરૂ અતિગુણવંત,
તસુ વચન મુખથી કહઈં, જેહવુ જીન ભગવંત ૩૨
એમ ગુરૂ ઉપરિ આસતા, ગુરૂનુ વચન પ્રમાણ,
જે પુછે મુનિ ને જસ્યુ, (ઉત્તર દીઇ તેહને તસ્યુ.) ૩૪
એક દિન એકે પુછીઉં, બેઠા મુનિવર જ્યાહં,
કોહો ગુરૂ જ્ઞાનિ છે કસ્યુ, મુજ કર મુઠિ માહિ ૩૫
હેમ કહે તુજ હાથમા, હરડે છે નિરધાર,
સોય કહઇ કો કારણઈ, મુનિ બોલ્યો તેણીવાર ૩૬
હય આગો છે હેમાઇને, તેણુ એ રાતો સાધ,
મેય કેહે હરખિઓ, નામ તમારે આદિ ૩૭

એક સમય વ્યાખ્યાનમા, ગુરૂ કહઇ મુખિ હાય,
દેવનોવ ક્ર તિહા ધમે, નૃપ ભાખઇ મુનિ કાઇ ૩૮

ગુરૂ કહઇ પાગણિ દેવકઇ, શ્રીચન્દ્રપ્રભુસ્વામી,
દીપક વાગિ ઉંદરી ગ્રહી, આંગ્યો કૌતગ કામિ ૩૯

તેણીપોતિ બહુ પરજપણો, ચદ્રઉ ને ત્યાહ,
તેણુ કારણિ નૃપ જાણુ રો, મુખિ ભાખુ હાય હાય ૪૦

સોય ચદરઉ ઉલવ્યો, દેવબોધ નિજ હાથિ,
તેણઇ કારણિ ઇહા કર ધસ્યા, સુણિ ચઉલક નરનાથ ૪૧

ગ્નાનવત ગુરૂ જાણિ કરી, હરખ્યો કુમર નરિદ
સત્યવચન મુનિ તુ કહે, જસુ નર વીરજીણદ ૪૨

કૌતગ કારણિ નૃપ તિહા, જોવરાવ્યુ નિજ ઘઇરિ,
શુદ્ધવાત જાણી કરી, નૃપ હરખ્યો બહુપયરિ. ૪૩

## ચઉપઇ.

ગ્નાનવત ગુરૂ જાણ્યા જસઇ, મનિ અનુકપા આવી તસે,
રણુરહીત સહુકોને કર, સોવનસિદ્ધ વિદ્યા કરિ ધર, ૪૪

અસુ વિમાસી આવ્યો તિહા, હેમાચાર્ય બઇઠા જીહા,
સોવન સિદ્ધિ પૂછી વિદ્યાય, હેમ કહિ સુણિં પૃથવીરાય ૪૫

દેવચદ ગુરૂ માહરો જેહ, તુઝનઇ વિદ્યા દેસઇ તેહ,
મુનિવચને ગુરૂ તેડયા ત્યાહ, વેગે આવ્યા પાટણ માહિ ૪૬

નૃપ સાહમઉ જાય જસઇ, ગુરૂ પોશાલઇ આવ્યા તસઇ,
કુમારપાલ તિહા વદન ગયો, સુવિધિ શ્લોક સાભલવા રહ્યો ૪૭

સભા સકલ વિસરજી જસે, કુમારપાલ નૃપ બોલ્યો તસે;
સ્વામી સોવન વિદ્યા દીઓ, ઝાબરથઇ ભરીઓ કહ્યો ૪૮

અસું વચન નૃપ બોલ્યો જમઇ, હેમસૂરિ મુખિ [1]બોલ્યા તસઈ;
સ્વામી વિદ્યા છઈ તુહ્મ સાર, આપો સોય કરો ઉપગાર. ૪૯
પૂરવે વેલિ કમાડી પાસિ, તે તુહ્મો નિરખો મન ઉલ્લાસ;
ગુરૂ પરીક્ષા નઈ કાઝ ત્યાંહ, લેવરાવી શ્રાવક કર માંહિ. ૫૦
ત્રંબા સાથિં વેલો ધસ્યો, સોવન [2]હુઓ તે સાલો જસ્યો;
સોય ઔષધિ નૃપ નઇ કહું, એથી અનરથ કાંઈ મમ લહુ. ૫૧
અસુ વચન ગુરૂ સુંણીઉં જસેં, દેવચંદ મુનિ ખીજ્યા તસેં;
ગુઝ વાત મુનિ ભાખી રહ્યો, કાચા કુંભ બરાબરિ થયો. ૫૨
હેમ સરીખો મુનિવર જેહ, ગંભીરપણું નવિ આંણ્યુ તેહ;
તો કુણ બીજો નર સોભાગ, એ વિદ્યાનો નહી કુંણ લાગ. ૫૩
એ વિદ્યા અનરથનુ મૂલ, એહથી સંયમ થાઇ ધૂલ;
જે ચરિત્રનો અરથિ હોય, સાવધ વચન ન ભાખઇ [3]કોય. ૫૪

## ઢાલ.

રામ ભણઇ ઉઠીઇ એ દેશી રાગ રામગીરી

સાવધ વચન મુનિ નવી કહઇ, નવિ કહઈ મંત્ર નઇ મૂલરે;
ઔષધ વેદ્ય ભાખઇ નઇ, તો [4]રહઇ સંયમ મૂલરે. સા૦ ૫૫
છત્ર છકાયરે રાખતો, ન કરઇ હિંસાની વાતરે;
મંત્ર તંત્ર મુનિ નવી કહઈ, તસમુનિ કહઇ જગનાથરે. સા૦ ૫૬
નવવિધ પરિગ્રહ પરિગ્રહઇ, કારણ પણઈ પરિહાર રે;
પંચ આસ્રવનર પરિહરઇ, તે કહ્યા સંયમ ધારરે. સા૦ ૫૭
જેણઈ [5]જિનેશ્વર પરિહર્યા, ન કરઇ પરઘર સાર રે;
ચૈતિક નિમિત્ત તે નવિ કરઈ, [6]જે સુધો અણગાર રે. સા૦ ૫૮

---

૧ ભાખે. ૨ થયો. ૩ સોય. ૪ હોય. ૫ મદિર. ૬ તસ મુનિ કહિઇજિ સારરે.

સરીર શોભા મુનિ નવિ કરઈ, નવિ વંછઇ શુભ આહાર રે;
સાતાગારવ તે પરિહરઇ, છંડઇ કામવિકાર રે. સા॰ ૫૯
પ્રમાદ પાંચરે પરિહરે, રાખે કરિઆસું ; રંગરે,
વલી વયાવચ્ચ આપકરઈ, કરતો રેહે ગુરૂ સંગે. સા૦ ૬૦
જે સમુદાણી રે ભિક્ષા કરઈ, દોષ બઇતાલીસ દૂરિરે,
જે તપ સંયમ ઉપશમી, ન પડયા સંસાર પૂરિ રે. સા૦ ૬૧
જે ખરરસરે ભિક્ષાલીઈ, છઇ વિગય તણો આહાર રે;
નહી તપ સંયમ ઉજમી, દુગ્ગતિ ભજન હાર રે. સા૦ ૬૨
મૃષા મુખથી બોલઈ નહી, અદતતણું પચ્ચખાણરે,
શીલ ધરઇ નવ વાડિસું, નવિ ખંડે જીન આણરે. સા૦ ૬૩
જે અભિલાષીરે મોક્ષનો, તેણીઇ સંયમ ધ્યાંન રે,
મંત્ર સુકન મુનિ જે કહે, તે ખોઇ નિજ માન રે. સા૦ ૬૪
માસ ખમણને રે પારણે. મુનિ આવે ઘરિબારિ રે,
નિમિત્ત કહે નર દયાભણી, હરખી ભીમની નારિ રે. સા૦ ૬૫

**દૂહા.**

ભીમનારિ હરખી ઘણું, અનર્થ હુઓ તસ ઘરિ રિ;
પંચ જણા મરણિં ગયા, સુણજો સોય સુપઈરિ. સા૦ ૬૬

**ઢાલ**

ગુરૂઆગુણ વીરજી ગાઇસું ત્રિભોવનનાથ, એદેશી રાગ વિરાડી તથા ધન્યાશ્રી

નગર રાજગ્રહી કેરો વાસી, ભીમ બચો નરસાર;
તત્ર તે ક્ષત્રિરાય મધાતિ, કરકઇ ગયો વરસ બાર. ૬૭
સુગતિ પંથનહી પામો નિશ્ચે, શુચિ દેરણે સરૂસાત;
મોટામુનિ મુહે મલમંત્રની વાત-એ-આંકણી

બીમ સુભટ નવિ આવઈ પાછો, ધરિ જોઈઈ અનપાંન;
સ્ત્રી કુલવંતી બહુ રીદાય, પણિ નવિ મુંકઇ માંન-મો. ૬૮

એણઇ અવસરિ મુનિ આવ્યો આગલિ, મુખિ દીઇ ધર્મ લાભ
કરી અભયા મુખિ દૂખ ભાખે, નયન મૂકઇ જીમ આભ-મો. ૬૯

સ્વામી તું સુપુરૂષમાં સારો, કહો કિમ મિલસ્યઈ કંત;
વરસ બાર ગયા વહી વચિમાં, માહરઈ દૂખ અત્યંત-મો. ૭૦

અતિ કરૂણારસ દરિઓ મુનિવર, દૂખ ભંજે તસ તાંમ;
ચાંદણુંઈ કંતમિલણની તાહરો, મધરીસ દૂખ મનમાંહિ-મો ૭૧

મિસ્યું વચન મુનિવરનું જીહારે,[1] ખત્રીઆ લાજ્યો તાંમ,
ધિગધિગ મુઝ જીવ્યા મસ્તગ કીધું કસાઇનું કાંમ;-મો. ૮૦

દેખી તે મનિ અબલા લાજી, ધિગ ધિગ મુઝ અવતાર;
મુઝ માટઇ બિં હત્યા હુઈ દૂખ ધરિ ગયે વાલઇ ધાર-મો. ૮૧

સોય સરૂપ દેખી અબલાનું ભીમ લહઇ દૂખ થાત;
હત્યા દોય હુઈ મુઝ મસ્તગિ, વલી ઘર ઘરણીનો ઘાત-મો. ૮૨

ઘરણિ વિણુ ઘર સૂત્ર નસોભઈ ઘરતણું મંડણ નારિ,
ઘરણી વિણુ કોઇ પરહુણો આવી ન ચઢઇ બારિ-મો. ૮૩

ઘરલજ્જા વાધઇ ઘરણીથી ઘરણી ઘર સિણગાર;
ઘરણી વિણુ નર લહઇ કોડી ગૃહી ધર્મ ન રહઇઆચાર-મો. ૮૪

તેણઈ કારણિ ભડભીમ વીચારઈ ગૃહી ધર્મ મંડણ નારિ;
તે અબલા પરલોકિ પુહુતી, ધિગ્ નર જીવ્યું સંસાર-મો. ૮૫

બાલપણઇ જસ માતા મરણું, યોવન કાલિં નિજનારી;
અંતે પુત્ર મરણુ હુઇ જેહને, ત્રિણિ દૂખ-વડાઅ વિચારી-મો. ૮૬

એહવાં દૂખ દેખી કુણ જીવઇ, જીવ્યા મસ્તગ લાત;
અતિવઇરાગ ભીમ ભરાયું, કરઇ નિજ પ્રાણુનો[1] ઘાત-મો. ૮૭

એમઅનરથ દેખઇમુનિ તપીઓ, મરણું ગયાં જણુ ચ્યાર;
ઋષિ ધિકાર[1] કરઈ નિજ જીવિત, પચખ્યા ચૈદ આહાર-મો. ૮૮

પંચ જીવ પરલોકિ પુહુત. ભાખઇ સૂરિ. દેવચંદ
તેણઇહું સાવ'ર(નિમિત્ત)નભાખુ આભલિ કુંમરનિરંદ-મો. ૮૯

શુદ્ધ મુનિ આતમ ગવેષી, ન કરઇ ગૃહસ્થનો સંગ;
જીહાં પરિચય તિહાં હુઇ અવજ્ઞા. [2] થાય વલી સંયમ ભંગ-મો. ૯૦

---

૧ કહઈ ૨ હોઈ

## દુહા.

ચોડો પરિચો વળી, અહરથ તણો તુ નારિ,
ચંડપ્રદ્યોતન કિમ હગ્યો વાતિગ ઋતિ સભારિ ૮૧
અસુ વિચારી આપ તિહા, સુરિ શ્રીદેવચંદ,
મધુર વચન મુખથી ભણે, સુણિ તુ કુમરનિરદ, ૮૨
સકલ ઋદ્ધિ પુરુષાઇ લહી, નહી તુજ ઉદ્યિમ રાય,
સોવન સિંધ બધુરી સહી છીહા પુણ્યરપીયા ભાય, ૮૩
એણે વચને નૃપ હરખીઓ, વધા મુનિવર પાય,
હવઇ સબધ લુતાતણો, સુણજો સહુ સમુદાય ૮૪

ગુરૂ કહઈ કોઇક કરો ઉપાય, જીમ રાજાનો રોગ પલાય;
મંત્રી કહઇ સુંણિ મોટા જતી, તુહ્મ ટાલી કો બીજો નથી. ૧
નાંમ તુમ્હારઇ વાર થસઈ, સકલ આપદા નાસી જસઈ;
તું ગુરૂ ગાજે મુનિવર જીહાં, ભૂત ભૈરવ દૂખ નાવઈ તિહાં, ૨
હેમ કહઈ સુંણિ મંત્રિ આજ, પાંટણિ જે બઇઠાઇ મહારાજ;
તેહનઇ શ્રાપ દગધછઈ એહ, એહઇ રોગઈ નર વણસઈ દેહ. ૩
તેણઇ કારણિ નરપતિનું રાજ, હેમ કહઇ મુઝ આપો આજ;
જીમ રાજાનું વિઘન પલાય, સકલ લોક સહુ સુખીઉ થાય. ૪
ભૂપ કહઇ સુંણિ મુનિવર રાય, તુઝ નવિ માર્ં માહરઇ કાય;
જો મુઝ કરમિં આવ્યું દુખ, તો તુઝ પુણ્યઈ થાસઇ સુખ. ૫
આસાતના ગુરૂની નવિ કરૂં, અવજ્ઞા કીધી ચિહૂ ગતિ [૧]ભમું;
અસું વચન નૃપ ભાંખે ત્યાંહ, ચિંતાતુર હુઉ મનમાંહિં. ૬
વિગર ચિંત હુઉ નર જગે, નૃપ થાંનિક મુનિ બઇઠો તસે;
રાય તણી વ્યથા જે હતી, તે લાગી મુનિ હેમજ જતિ. ૭
નૃપ ચિંતાતુર હુઉ જસે, ગુરૂ કહે કહોલું આંણો તસે;
ફુલ એક મોટું આંણ્યું ત્યાંહ, મંત્ર બલિ મુનિ પઇઠો માંહિં. ૮
રોગ તણી અદષ્ટા જેહ, કોહલામાંહિં ઘાલી તેહ;
તે રહી માંહિ મુનિ નીસરે, કાઢુ કહોલું કુપિ ધરઈ. ૯
નાઠી દેવી ગઈ પૂર બહારઇ, હરખ્યા સહુ [૨]પુરજન નરનારિ;
કુંમારપાલ તિહાં બઇઠો રાજ, રોગ અદષ્ટા ગઇ [૩]તે ભાજી. ૧૦

દૂહા.

દેવી તિહાં ભાગી ગઇ, મહિમા મુનિવર હેમ;
કુમારપાલ નૃપ ઉપરિં, પૂરવિઈ ગુરૂનઈ પ્રેમ. ૧૧

---

૧ ફરૂં. ૨ પાટણિ. ૩ ત્યાહાં.

ત્રેમ ઘણા જીનધર્મ પરઈ, તેણઈ મહીમ નૃપ કામિ,
અલ્પ દોસ પુણ્ય ઘણુ, જીનશાસનનઈ કામિં ૧૨
તુ ગા તનમા સચર્યો, મુનિવર શાસન કામિ,
ઉદી ગાય આવી પડી, સકર દેહરા ઠામિ, ૧૩
ખપરા આચાર્ય હતો, આવ્યો શૈવહ રાય,
વિપ્ર હણી જીવાડીઆ, જીનશાસનનઈ કાજ, ૧૪
અનેક પુરૂષ આગે હવા, જીનશાસનનઈ કામિ,
વજીમ મુનિવર તેમે વલી, વામન રાખ્યુ ઠામિ, ૧૫
કુમારપાલ ઉગારીઓ, જૈન શિરોમણિ રાય,
શાસન દીપે એહથી, તેણઇ મુનિ કરઇ ઉપાય. ૧૬
મત્રમત્રં દેવી ગઈ, ગઈ કરઇ નૃપ સાર,
યોગ શાસ્ત્ર નિદ્રા વાચના અ પે શ્રી અધિકાર. ૧૭

સાસુ બુડી જે નાગિલા, કવિં ક્રંદન કરતી બહુલાઃ
પું પુંકાર કરી નઈ ધાય, ગાપણિની પરિં મખલ કપાય, ૨૩
સુંડણિની પરિ લખલખ કરઈ, સાકરી દ્રષ્ટઇ મધસે ફેરવે;
કુદી ઘસિઇ પગિ બડબડઈ, વહૂઅરને સિરિ ગાકર ધડે. ૨૪
ગીગમણ નવિ પીસઈ મરઈ, ઘૃત વાલડી નીચી નવિ કરઈ,
માગ્યું પાણી ને નવિ પાય, કરપી મગવાની તે માય. ૨૫
માઢ મતી સુધી ગખસી, ગર્ભિત બ્યતર હુઇ જીસી,
લક્ષ્મીની તે લહુડી બહેણ, તે નવિ ચાલે કહોને કહ્યણ; ૨૬
એક દિવસ પોતાનો ધણી પાડિ મુદ્રિકા તેહજ ભણી,
લાધી વહુનેં તેણઇ ત્યાહ, લેઈ મુકી એક તાકામાહિ. ૨૭
સસરો તવ સોધઇ મુદ્રિકા, બાહિરથી બોલી બાલીકા,
સ્વામી મુદ્રા લાધી અહ્મા, સસરા વીટી લીજે તુહ્મો ૨૮
આપે મુદ્રિકા વહુ જેણીવાર, ઉઠી[1] સાસુ કરઇ પોકાર,
અહ્મ ઘરના માણુસ ધન અહે, ચોરતા ઘરમાસુ રહે ૨૯
સાસુ ઈમ બોલી સખણી, સુતને રીસ ચઢાવી ઘણી,
તેણઇ મારી નિજ નારી ત્યાહ, વાગી ભોગલ માથા માહિ, ૩૦
ભોમિ પડીતિહા ઘરણુજ નારિ, ઉપાડી ગયા પીહરિ મઝારિ,
પુત્રી વારઈ માત પિતાય, મમ કરજો તુહ્મે કલેશ કપાય. ૩૧
સાસુ ઉપરિ મ કરો રોષ, એ મુઝ કર્મ તણો છઇ દોષ,
પૂરવિ એહ વિગોધી ઘણુ, કીધુ કર્મ ભોગવું આપણુ. ૩૨
કીધા કર્મ ન છૂટઈ કોઇ, કર્મિં નલનઇ વીતુ જોય;
હરિચદઈ મુકી નિજ પુરી, તારા લોચન સાથિ ધરી. ૩૩
મૃગાવતી નઈ ગરૂડઈ હરી, ચદન બાલા સાથિ ધરી,
અન્છકારી કરમિ નડી, શ્રેણિક નઈ સરિ નાડી પડી, ૩૪

[1] ઉઠ્યો

પરઘરિ ફરવુ મુજ નહી નહી નિગીનો સગ,
ચિત્ર ન જોવુ મે સહી, કોફલ નહીજ લવિગ. ૫૮
ચદ્રકાતિ અગિ નહી, નહી ચદન નહી વાય,
તપ જપ કિરીયા પુણ્ય કરૂ, બાહી રહુ એક ઠામ ૫૯
માયાવચન મયણી કહઈ, સાચૂ માને કત,
પ્રીઉ પરધ્યાનઈ કારણિ, મિની ઘરિ આવત. ૬૦
નિશાસમય નર દો તિહા, આવ્યા છ્ય જોવાય,
બાહિર [1]આનઈ કામિની, નર પઇઠો ઘરમાહિ ૬૧
છાનો ઓય છપા રહ્યો, નવિ જાણઈ ઘરનારિ,
રણધીર સુત કાન્વાન નો આવ્યો [2]મોહન મઝારિ ૬૨

અનીમા ગે દીપક કીધા, ચિત્ર તણી શોભાએ,
થાલ કચોળ આરીમા ફિરતા, જાણુ હરિનિપાય-જુ ૬૮
જાર પુરૂષેસું ઉંમયા સુખથી, કરતી ભોગ વિલાસ,
નિજભરતારને નયણેનિરખઈ, કહઈ એ ધિગ ઘરવાસ-જુ ૬૯
અસ્યૂ વિમાસીનઇ તિહા કોપ્યો, કરૂ નરનારિ પ્રહાર,
નારી હત્યા કરતા નહી રહઇ, ઉત્તમ કુલ આચાર-જુ ૭૦
અસ્યૂ વિમાસી નઈ સજ્ઝાય, જવ ઉંધ્યો તે જાર,
ગલકદેશ થા સુંક્યો તેહને, મગ્ણુ લલો તેણી વાર-જુ. ૭૧
પરનારીસ્યું પ્રીતિ નિવારો, જો સુખ વછો દેહ'
એણે વ્યસનેં દૂખ પામ્યાદેવા, બિરૂદ વહતા જેહ-જુ. ૭૨

દૂહા.

બિરૂદ વહઇ વ્યસની ઘણુ, ખિત્રી જે રણિધીર;
બહુ દુખ પામ્યો તે વલી, ખોયુ શીસ સરીર ૭૩
એણુઇ અવસરિ ઉમયા તિહા, જાગી સહસાકાર,
પુરૂષ ન દીસઇ પાસકા, માર્યો દીસે જાર, ૭૪
તવ ઉપાડી નીકલી, નાખ્યો કૂપ મઝારિ,
હેમ કહેં નારીતણા, અકલ ચરિત્ર સસાર ૭૫
રવિ શશિ તારાહનો લહીઈ તેહ વિચાર,
પણિ અસ્રીના ચરિત્તનો, કો નવિ [૨] પામઇ પાર ૭૬
ઉંમયા નારી ચરિત્ર જુઉ, સ્યો સ્યો કરેં ઉપાય
ખીરખાડ (ઘૃત) ભરી લાહુલા, થાલ [૩]ભરી ઉ જાય, ૭૭

ચઉપઇ

ઉજાંણી ઉંમયા તિહા જાય, કેડિં ઘરણુ નિજ માટિ થાય;
તે ચાલી સમસાન મઝારિ, ભૂત પ્રેત તિહા શાકિની[૪]આરિ ૭૮

---

[૧] અતિ આડંબર લીન કરતા. [૨] નાભિ. [૩] નારિ.

દેવ દાંનવને બહુ વ્યંતરા, ઓરંગ વીર વેતાલજ નરા;
કહોથી ન બીહ ઉંમયા નારી, પુહુતી ડુંગર ગુફા મઝારિ. ૭૯
માંહી બેઠી ચઉસઠી યોગિની, ક્રીડા કરઇ બહુભન્યો એકમનિ;
ડંડ પ્રણામ ઉંમયા તિહાં કરઇ, થાલ ભર્યું લેઇ આગલિ ધરઇ, ૮૦
હરખી બહુભન્યો બોલીતાંમ, ઉંમયા તાહરૂં સીધું કામ;
ઉંમયા કહઇ મુઝ કાંમ નવિથયો, જાર પુરૂષ મુઝ મરણિં ગયો, ૮૧
તેણિં કારિણે મુઝ કૃપા કરો, ચઉસઠી યોગની દૂખ મુઝહરો,
તરૂ ઉતપન દીઇ વિદ્યા માય, જેહથી વનવૃક્ષ ચાલ્યો જાય. ૮૨
તેણેં તરૂઅર હું બઇસી કરૂં, વિવિધ પુરૂષસું ક્રીડા કરૂં,
હું કહઇની મારી નવિ મરૂં, વિદ્યા બલે નરના [1]મદહરૂં, ૮૩
બોલી વિકટ ખપરા જેહ, મુહાબલિ મુઝનઇ માંગ્યું દેહ.
તવ ઉંમયા બોલી તેણી વાર, જા બલિ દેસું મુઝ ભરતાર, ૮૪
પણિ એક અંજન આપો માય, જીમ માહરો માંટિ વસિ થાય;
તુઝનઈ બલિ હું આણી દેસ, બોલ્યું વચન તે કિમ ચૂકેસ, ૮૫
આપ્યું, અંજન વિધ્યાવલી, તરૂઅર ઉપરિ બઇસી પલી;
નિજ ભરતાર પણિ પાછો વલ્યો, દેખી ચરિત્ર મનમાં પરજલ્યો, ૮૬
પાછાં ઘરિ આવ્યા નરનારિ. ઘરણ વિચારઇ મનહ મઝારિ.
ગયો મિત્ર સોમનઈ પાસ. પૂરવ વાત કહી મનિં ઉલાસ. ૮૭
સોમમિત્ર નઈ કહઈ હું તુઝકહું, એણઈ ઘરિ વાસ સહી નવિરહું
જો વિશ્વાસ કરૂ એ તણો, તો મસ્તગ ખોરૂં આપણો. ૮૮
સોમ કહઇ તુઝ કહું ઉપાય, ઘરમાં ધન મુંકી મમ જાય;
ચંચલ નારિ ઘરિ એકલી, ઋદ્ધિપૂરણ રહે કિમ બલી. ૮૯
ડાકણી નઇજીમ રાવલી ચઢી, કારેલી નઈ લીંબઈ અડી;
જીમવિષનઇસાપણિં મુખપડયો, કોઢી ધઇસ ને કીરો ચડયો. ૯૦

---

1

જેમ કાગે નીલીનો પાસ, ધુરત થયો જેમ તરકરદાસ;
તિમ એ આગઈ ચચલ નારિ, તું (મુકી) જાઈધન મુદ્દલ મઝારિ; ૯૧
એણી વાતઇ અનરથ બહુ કરઇ, તાહરઈ પણિ ધન વિણુ નવિ સરઈ,
... ... ... ... ૯૩

### દૂહા.

ધન વિણુ તાહરઇ નવિ સરઇ, પડિત આપ વિમાસ;
ચક્રઃ વિદ્યાનો ધણી, આગઇ મૂરખ પાસ, ૯૪

### કવિત્ત

ચક્રઇ વિદ્યા નાવિ હાથ મૂરખ નઇ ઉદઈ,
વરસઇ હુઓ વૃદ્ધ, બાવની ઉત્તગ ઢોડઇ,
રૂપેં કુબ્જ સરૂપ, કરૂપને ખપે ચલાવઈ,
જેહના કુલ અતિ ઉંચ, નિચ નઇ સીસ નમાવઇ;
પૂજનિક સઘલી નાતિનો, પાય પડઈ પાપી તણેં,
છઈ દાસ સહુ લચ્છિ તણા, ધન વિણુ સહુઈ અવગુણેં. ૯૫

### ચઉપઈ.

એહવુ દ્રવ્ય તણુ અધાણુ માભવિ મિત્ર ધરણ ; સુજાણુ,
તેણઈ કારણિં ધન લીજિઇ ગ્રથકા, મિત્ર તુહ્મો જીમ થાઉ સુંખી. ૯૬
સોમ તણી બુદ્ધિ હઇડઇ ધરઈ, ધન લીધું ઘરથી બુદ્ધિ કરી,
ચાલ્યો ધરણ પંથિ તે પંરો, સિદ્ધ પુરૂષ એક વાટિ મિલ્યો ૯૭
વેગઈ ધરણુ [૧]લાગ્યો તસ પાય, ભાખી સઘલી પૂર્વ કથાય,
સ્વાંમી કર્મ કીઆ મેં કોડિ, બ્રિહત્યાનાં પાતગ છોડિ. ૯૮
સિદ્ધ પુરૂષ બોલ્યો તવ ત્યાહ, હું ચિંતાતુર છુ મનમાહિં,
સોવન સિદ્ધ મત્ર ઉપાય, ધન વિણુ તે [૨]ન ફલઇ વિધાય. ૯૯

---

૧ નમ્યો. ૨ પણિ નવિ સિધાય.

ધરણુ કહઇ સ્વામી ધન, લીઉં, વલી મુઝ કાંમ અનેરૂં દીઉં;
સિદ્ધ પુરૂષ હરખ્યો અતિઘણું, ધૈર્ય બહુ એ ધરણુંદ તણું. ૧૦૦
ધન નવિ લીધું ધરણુ લગાર, દીધી વિદ્યા એક અપાર;
અતીત અનાગત નઈ વર્ત્તમાન, આપ્યું ત્રિણ કાલનું જ્ઞાન. ૧
ચરણે ધરણુ નમી સંચરઇ, મંહાવનમાં એકલડો ફિરઇ;
કલ્પદ્રુમ તલઇ મુનિવર એક, બઇઠો દીઠો યતિ વિશેષ. ૨
આવઈ વેગઈ નમી તતકાલ, સ્વાંમી હું મૂરખમતિ બાલ;
બિં હત્યા માથઇ બલવતી, તે પાતગ છોડવો જતિ. ૩
મુનિવર કહઈ જપો શ્રીનવકાર, જૈન ધર્મ આરાધો સાર;
શ્રીસેત્રુંજ્ય તીર્થ જઇ, પાપ ધૂઝી જીન આગલિ રહી. ૪
વચન અનોપમ કાનિં સુંણી, ચાલ્યો નર સેત્રુંજા ભણી;
ફરસ્યો ગિરિવર જૂહાર્યા દેવ, બિ હત્યાના [1]પાતગ છોડ. ૫
શ્રીજીનધર્મ આરાધઇ સાર, વલનિં જપઈ શ્રીનવકાર;
વિદ્યા શક્તિ અછઇ તસ ઘણી, પણિ નવિ જાઈ નિજ ઘરભણી. ૬
ઉંમયાથી બીહું નર ઘણુ, મારીથી બહુ પામ્યા મરણ;
મુંજ રાય પરદેશી જેહ, નારિ માર્યા નર વલી તેહ. ૭
રાય ભરતરીને ભોલવ્યો, જમદગન તાપસ રોલવ્યો;
સ્રીની વાત ન જાઈ કહી, ચંડ પ્રદ્યોતન ડાંભ્યો સહી. ૮
અસું વિચારી ધરણુંઇ તિહાં, ન ગયો નિજ ઘરિ નારી જીહાં;
સ્રી ચરિત્રનો ન લહે પાર, હેમ કહઇ સુણિ રાય વિચાર. ૯
અસું વચન ભાખઈ મુનિરાય, કુંમારપાલ મનિ સંકા થાય;
ગુરૂ નઇ પૂછઈ એ કિમ મિલઇ, કીડી કુંજર કેહીપરિં ગલઇ. ૧૦
નૃપ નઇ સમઝાવ્યો તેણીવાર, ચક્રેસરી તેડી તેણીવાર;
ગુરૂ કહઇ દેવી પધરી કરી બલ, કહું કુંમારપાલનું સત્ય. ૧૧

૧ છુટો તતખેવ.

દેવી કહઇ સુંણિ હેમચરિંદ, વિઘન ટાંમ છઇ કુંગરનિરંદ;
ચુરૂ કહઇ કાંઇક કરવું સોય, સંકા રહીત જીમ રાજા હોઇ. ૧૨
ચક્રેશ્વરી બોલી તવ ત્યાંહ, આજ થકી અઠ્ઠાડામાહિં;
પાટણ નયર વિવહારી એક, મરણ થસઇ તસ એહવો લેખ. ૧૩
તિહાં પ્રતિબોધસ્યઇ એ રાય, અવરનહી બીજો કોસ્યો ઉપાય;
અસ્યું કહીને દેવી જાય, આઠ દિવસ અનુક્રમિં થાય. ૧૪
પાટણનયર વિવહારી જેહ, કરમિ મરણ લહઇ નર તેહ;
પૂંઠી નારી થાઇ સતી, વેગઇ વિનવીઉ નરપતિ. ૧૫
રાય કહઇ થયો સધ્યાકાલ, મમ બાલયો અબલા બાલ;
પ્રાહણઇ હું આવેસસહીત્યાંહ, સતી નારી હસઇ વલી જીહાં. ૧૬
અસ્યું કહી ચાલ્યા નર તેહ, કહઇવા આવ્યા હુંતા જેહ;
નિશા મધ્ય સમઈ જવ થાય, લેઈ ખડગ નઈ રાજા જાઇ. ૧૭
આવ્યો વેગઈ રાજા તિહાં, સતી બયેવ' બઇઠી જીહાં;
એણઇઅવસરિં તિહાંસુણીઓનાદ, જાણે કો સુર કિન્નર સાદ. ૧૮
નાદિં મોહ્યા નરનઈ નારિ, નાદ વડો એણઇ સંસાર;
નાદિં દૂખીઆ દૂખ નિગમઇ, નાદિં નાગણી ક્રીડારમઇ. ૧૯
નાદઇ સુર બહુ થંભ્યા રહઇ, નાદિં લીણા મૃગ દૂખ વહઇ;
આસ્યો નાદ સુણ્યો જવ કાંનિ, ઉઠી સતી વિહ્વલ હુઇ ગાંનિ. ૨૦
ચાલી સોય સુણી નઇ નાદ, આગલિ ઇશ્વરનો પ્રાસાદ;
તેહમાં પંગુલ બઇઠો ગાય, તેણઇ નાદિ ડોલે બ્રહ્માય. ૨૧
સતી જઇ બેઠી તમ પાસ, નાદ સુંણઇ મનનઇ ઉલ્હાસ;
રાગઈ મોહી વિહ્વલ થઇ, પંગુલ નઇ પ્રાર્થ્યો સહી. ૨૨
તેણે' કારણિ નર વરજો નાદ, સહજી ઋષિ નવિ કાઢઇ સાદ;
શીલવંત નરનારી જેહ, ઘણો _આલાપ કરઇ ન તેહ. ૨૩

.

સતી કહઈ સાંભલી નરસાર, મુઝનઇ પ્રેમ ઘણો ભરતાર,
માહરઇ મિલવું તેહનઇ મહી, સું કહું હુ ઈહા રહી. ૩૬
રાય કહઇ સાંભલિરે સતી, તુઝનઇ કિમ મિલસ્યે તે પતી,
આચરણ તાહરા તેહમા ફેર, તો કિમ જાસ્યો એકઇ સેર ૩૭
જીવ કર્મે જીમ જૂજૂ કરઈ, લાખ ચઉરાસી યોનિ ફરઈ,
કુણ કેહને મિલઇ છઈ ત્યાંહ, સતી વિચારો હઇડામાહ. ૩૮
સતી કહઇ સાંભલિ નરનાથ, ન [૧]ગલ્યાની તુ મકરિસ વાત,
સહી બયેવુ સતીઈ આજ, દીઇ આદેશ મુઝનઇ માહારાજ. ૩૯
કહ્યું નમાનઇ અગલા જસઈ, નૃપ એકાતે તેડી તસઈ,
કા ચૂકઇ છઈ આ ભવલીલ, હુ જાણું છું તાહરું શીલ. ૪૦
રયણી વાત ગઇ વિસરી, નિજ નરનઈ મુકી નીસરી;
જાઇ કીધો પગુનો સગ, સતી શીલ કરેરું તિહાં ભગ. ૪૧
અસ્યું વચન ભાખ્યઈનર જસે, સતી પોકારી ઉઠી તસે;
અરે લોક જૂઓ સસારિ, ચંદન થકી વરસે અગાર. ૪૨
માયરમાહિથી ઉઠી ઝાલ, સીરણી જાઇ ભુડણ બાલ,
ચદનથી ઉઠઇ દુર્ગંધી, દેખતા હુઇ નર અધ. ૪૩
સાર સુગધ હુઇ ક્યઇ હીગ, સસલાનઇ સિરિ દીસઇ સીંગ,
સોના ઉપરિ લાગઇ શામ, જલધર પ્રગટિઉં અમૃત ઠામિ. ૪૪
જે કહઇવાય પૃથવી(નો) નાથ, સોય કરઇ પાતગની વાત,
સુઝને કહઇ ઘરનારિ થાય, કિસ્યુ કરું જો [૨]પૃથ્વીરાય. ૪૫
નીમ કીઉ નૃપ અણુહ વિચારી, કર્મિ મૂકઇ આડે નારી,
પટરાંણી વિણુ કિમ રહઇવાય, તેણે કારણિ પ્રાર્થના રાય ૪૬
ઈમ રાજા નઈ હેલી ત્યાહ, સતી ઝંપાવઈ અગનિ માહિં,
રાયતણુ મુખ ઝાખુ થયુ, લોક માહિં નૃપ પાણી ગયું ૪૭

૧ વલવાની. પાટણ.

પૂછી વાત તવ પંગુલ કહી, પરોણી પાતગ લાગું સહી;
સતી તણો મઇ કીધો સંગ, પરવસિ પગુઈ વિણસ્યું અંગ. ૬૦
પંગુલવચન સુંણ્યા તિહાં જાલા, નીકલી તવાં હઇઆનાં સાલ;
રાય પ્રસંસ્યો લોકે ત્યાંહ, કીર્ત્તિ પસરી ત્રિભુવન માંહ. ૬૧
જ્ઞાનવંત ગુરૂ જાણી કરી, અંગ તણું આલસ પરહરિ;
પ્રેમઇ પૂછઇ ગુરૂને વાત, કહો સ્વામી પૂરવ અવદાત. ૬૨
પૂરવભવિં કહો હું સ્યો હતો, કુંણકુલઇ આગલિ થાઇસ છતો;
કુંણ કારણિ જેસંગસું વયર, ઉદયન હેમ ધરે કિમ મહેર. ૬૩
પાંચ બોલ એ પૂછ્યાં જામેં, હેમાચાર્ય બોલ્યા તામેં;
વીરથી ચઉસઠિ વરસેં કહ્યો, જંબુસ્વામી તવ મુગતિ ગયો. ૬૪
દસ વાના તે સાથિં ગયાં, હેમસૂરિ તે વિવરી કહ્યાં;
પહઇલું મનપર્યવજ્ઞાન, બીજુ પરમ જે અવધિ જ્ઞાન. ૬૫
ત્રીજી પુલાક લબ્ધિ જે ગઇ, ચઉથું આહારક સરીર ને સહી,
પાંચમી ક્ષપકશ્રેણી તે ગઇ, છઠી ઉપશમશ્રેણી તે નહી. ૬૬
સાતમો જો જીનકલ્પ નિગ્રંથ, આઠમો કહુ સયમનો ભેદ;
પરિહાર વિશુદ્ધ શુક્ષ્મ સંપરાય, યથાખ્યાત ચારિત્ર કહું વિધાય. ૬૭
નુમું નર નહી કેવલજ્ઞાન, દશમઇ વારી મોક્ષ [1]પ્રધાન;
એ દશ જંબુ જાતઇં ગયા, અલ્પ જ્ઞાન તે હવડાં રહ્યા. ૬૮
પણિ મઇ કરવુ તાહરૂં કામ, આવ્યો સિદ્ધપુરી જીહા ગામ,
નદી સરશ્વતી તીરઇં રહી, સૂરિમંત્ર આરાધઇ સહી. ૬૯
આઠમ તપ કીધો તિહાં જસઇં, ત્રિભુવનસ્વામીની આવે તસઇં,
દેવ અઢ્ઠીભવ તિહાં કહઇં, તેણઇં વચને [2]તવ મુનિવરલહઇં. ૭૦

દૂહા.

તેણઇ વચને મુનિવર કહે, ભાખઇ પૂરવ ભવ વાત;
દેશ મેવાડમાંહિં હવા, સુણી પૃથવીના નાથ. ૭૧

---

૧ નિધાન. ૨ ત્યાહાં.

### ઢાલ

રામ ભણે હરિ ઉઠીઇ–એ દેશી– રાગ રામગીરી

દેશ ૧મેવાડ માહિ વસે, જયપુર નગર સુસાર રે,
જય કેસી નૃપ તિહાં ભલો, અન્યાનહિ અવગાર રે–દે એ આંચલી ૭૨
નૃપ જયકેશી તણે કુખિ, હુઉ એક નરવીર બાલ રે,
સાતઇ વ્યસન સેવતો, તેહો કાઢઇ ભૂપાલ રે–દે ૭૩
આવ્યો નરવીર એકલો, આવ્યો મેવાડ સધિ રે,
થાઇ પલ્લિપતિ પાદરયાહ, લૂંટઈ ઝગડઈ કરઇ બધ રે–દે ૭૪
એક દિન માલવ દેશનો, જાતો સારથ વાહ રે
બહુ ઋદ્ધિ લેઇ રે આવીયો, લૂટિ નરવીર જાય રે–દે ૭૫
દૂહઞ્યો પ્રીજલોગે ૧દૃખાઇભિર્યો, આવ્યો માલવ માહિ રે,
નૃપ સંતોષી ૨બહુપરિં, ધાર્યો નરવીર જ્યાહ રે–દે ૭૬
પછી વીંટયો રે વાણીઈં, ૩નાસી નરવીર રાય રે,
નારિ સગર્ભા રે હાથિ ચઢી, માર્યો તેહને ઘાય રે–દે ૭૭

### દૂહા

ઘાવ દીઉ નૃપ નારીનઈ, ત્રિ હત્યા સમકાલિ,
નારિ સગર્ભા મૃઇ તિહાં, અને વલી ઉદરિ બાલ ૭૮

### ચઉપઈ

બાલિક સ્ત્રી હણીનઈ સાહ, આવ્યો વણિગ માલવમાહિં
વાત સઘલ કહી નૃપનઇ જસઇ, નગરધણી તિહાં ખીજ્યો તસઇ ૭૯
પાપી તઇ ત્રિણ્હ હત્યા કરી તું જાઇસિ દુર્ગતિમા ૪ફરિ
તાહરૂ મુખ જોવા ન્યાય તુમ મ રહઇજે માહરઈ ગામિ ૮૦
દેશ બાહિર કાઢ્યો જસઈ, પુરજન લોકે નિંદ્યો તસઈ,
વઈરાગઈ તવ તાપસ થયો, કષ્ટ કરઇ નર વનમાં ગયો ૮૧

---

૧ દન લીધ. ૨ નાંઠી ૩ મરી.

### કવિત્ત.

સ્વાંન કહઇ હું સાર, પડત પાંનડઇ જાગું;
કરૂં વકાર્યો વેહી, પાછો કિમઇ ન ભાગું;
મણુ માડેરો આહાર, કણીઅક કુલીઇ સારૂં;
ન કરૂં લુંણ હરામ, બોલતો કિમઇ ન હારૂં;
વિષય વિકલ નીતિ નહીં, બિહું નહી નિસ એકલો;
સુરિ સુંણો નર નિગુણથી, સ્વાંન કહઇ જગિ હું ભલો. ૯૧

### દૂહા.

સ્વાંન વચન શ્રવણે સુંણી, ગુરૂ કહઈ વચન સુછક;
ગુણ હીણા નર તે તસ્યા, જેવા મૂરિખ મહિષ. ૯૨

### કવિત્ત.

જલપાઉં જગમાંહિં, ત્રીઆસુરિ ભાર ઉતારૂં;
ગજ સાથિં કરૂં વેઢી, દેંત કુલ કહીઇ અહારૂં;
સુર વાહન હું સાર, સગનો ઘાટ ઘડાઈ;
કૂપ કુંપલિ સાર, ચુઆ તિહાં અંબર ભરાઈ;
જલથી બિહું નહીં કદા, જેણુઈ કારણિં મહીષજ [1]ભણુઈ;
[2]સુરિ સુંણો બીસો ભણુઇ, ફોગટ કાં મુઝ અવગુણુઈ. ૯૩

### દૂહા.

મહિષ વચન શ્રવણે સુંણી, ગુરૂ કહઇ બોલ કહું ખરા;
ગુણ હીણા નર જેહ, તે નર જાંણો વાંનરા. ૯૪

### કવિત્ત.

વાનર કહઈ હું વીર, ફ્રાલ (ફલ) કિમહઇ ન ચૂકૂં;
હઇઇ ન પાંઉં હારિ, વિષમ [3]વડવાટિં ટૂકૂં.

---

૧ હણે. ૨ અહિપ કહે મુનિવર સુણો. ૩ વડ ઠામ જઇ.

જનની સું નદી સંગ, સનેહ ઘણા સગાસ્યું સાહિં;
નર આકાર ઓલખું, લંક ગઢ લીઓ સબાંહિં;
રાંમદાસ જગમાં જતી, પૂજાતો પરતગિ ધણી;
સુણો [1]ગુરૂજી વાંનર ભણઇ, મકરિ જોડિ નિર્ગુણ તણી ૯૫

## દૂહા.

વાંનર વચન શ્રવણે સુંણી, [2]ગુરૂ કહઇ મ કરો વાદ,
નિર્ગુણ જમલા મુઝ કીઆ, તે મુઝ બહુ અપરાધ. ૯૬
જગમાં કો [*]અસ્યો નહીં, જેહનું નિર્ગુણ જોડિ;
તેણઇ કારણિ અવગુણ તજી, આંણો ગુણની કોડિ. ૯૭
નરવીર કહઇ ગુરૂ સાભલો, હું ગુણહીણ અસાર;
દાંન સીલ તપ ભાવના, નિફલ ગયો અવતાર. ૯૮
જીવ હિંસા કીધી ઘણી, મૃષા તણું મુઝ પાપ;
ચોરી પરદારા સહી, મંસ ભખ્યા મઈ આપ. ૯૯
જનમ લગઇ પાપી સહી, ન લહું પુણ્યની વાત;
યશોભદ્ર ગુરૂ કહે તુમો, વ્યસન નિવારો સાત. ૧૦૦

## ચઉપઇ.

સાત જણુસ્યના નરવલી રહ્યા, તે કવિતાઈં વિવરી કહ્યા;
પર્વત પ્રાય સરીખા જેહ, બહુકર્મ [3]નર કહીઈં તેહ. ૧
પર્વત શિખર સરીખા એક, તિહા વરસાત વરસઈજ અનેક;
પણિ અંકુર નહી લવલેસ, જીમ ટાલિ નવિ ફૂટઈ કેસ. ૨
તિમ નર પત્થર સરીખા હોઇ, બહુ ઉપદેશ સુંણઇ [4]જે સોય;
પુંણ્યની વાત દહઇંનવિધરઇ, દાંનશીલ તપ [5]ભાવના કરઈ. ૩
મુંમણ શેઠના સાથી જેહ, જીહાં જીવ્યા તિહાં કઇઇ દેહ;
સુંણી સુંણીને ફૂટા કાંન, તે નર કહીઈં ન દેતા દાંન; ૪

---

૧ મુનિવર. ૨ મુનિ. ૩ જીવ. ૪ નર. ૫ નવિ આદરઇ.

કુડંગિ રાજા નરગિ જોય જ્ઞાત વચન નવિ માનઇ સોય
પર્વત શિખર સરીખા એહ નહીં ઉપદેશને યોગ્યહ તેહ ૫
એક નર ઉખર ભૂમિ જસ્યા મેહ ઘણા વોનોહઇ તરસ્યા
ગુરૂ ઉપદેશ ત ઝાઝા દીઇ મહા કપટી એક ભાગજતીઇ ૬
જીમ મુનિવરને મિલીઓ ચાર કર્યું ઉપદેસના ભીઓ અમદાર
તસ્કર કર્યું પચ્ચખાણુહ બનુ, ગુરમઈ નવિ ખાતુ ગાડતુ ૭
એક જેહવી ભૂમિ મરૂ થની તીહા મેહ જોઇઇ ઘણો વની
દુર૦ વરસ તઇ તિહા દુમાન સદા વૃષ્ટ હોઇ તો સુમાન ૮
તિમનરનઈ ગુરૂજીહારઇમિલઇ તિહારઈ ધમ મારગ માભનઈ,
ખિણુ એક યતિ વિરહ થાય ધમ તણી મતિ તિહાર જાન ૯

કાહાનમ ધરતી સરીખા એક, થોડે મેઘઇ અન્ન અનેક;
તિમ થોડે ઉપદેશઇ બહુ, અર્થ ભેદ નર સમઝઇ સહુ. ૧૭
ઉદાઇ ઘરિ જીમ પદમાવતી, સંયમ ધારઇ સીલઇ સતી,
તેણઇસમઝાવ્યો નિજ ભરતાર, ઉદાઇ રાજઋષિ લહઇ પાર. ૧૮
એકનર સરોવર ધરતી જસ્યો, મુનિ મિલઈ પુણ્ય કરઇ ઉલસ્યો;
ન મલઇ તિહારઇ લીઈ કુવાટ, જલવિણ સર ધરતી જાઈ ફાટ. ૧૯
સરોવર સરીખા ચ્યાર હજાર, ઋષભ સાથિ લીધ સંયમ ભાર;
આદિનાથ તણો વિરહ થાય, તવ તે સંયમ મુકિ જાય. ૨૦
એક પુરૂષ ધરતી માલવો, થોડઇ મેઘઇ સુગાલ હવો;
તિમનરનઈ હુઈ એક ઉપદેશ, ન કરઈ પાતિગનો લવલેશ. ૨૧
માલવ ધરતી સરિખા જોઇ, જંબુ મેઘ મુનિશ્વર સોય;
પ્રભવ સ્વામી શ્રેણિક મહારાય, એક વચને સમઝયા તેણઇ ઠાય. ૨૨
નેમવાંણી અતિ સોહામણી, પુન્યસાર રાજાઈ સુંણી,
ઋદ્ધિ રમણી મુકયો પરિવાર, સુગતિ ગયો લેઇ સંયમ ભાર. ૨૩
કેસી ગણધર કહઈ કથાય, કિમ સમઝયો પરદેશી રાય;
યસોભદ્રની વાંણી સુંણી, તિમ નરવીર હુઓ નરધણી. ૨૪
વ્યસન સાત નિવાર્યાં ત્યાહ, સ્વાંમી જીવન માર કિહાં;
મદિરા માંસ નઇ પરનારિ, એહના પાપ ઘણા સંસારિ. ૨૫
ન કરૂં ચોરી નહીં મુઝ ધુત, પાનું નીમ જો ક્ષત્રિ પુત્ર;
વેસ્યા ગમન હું ન કરૂં રાય, કરી અગડ નઇ છબીયા પાય. ૨૬
ધર્મ ગ્રહી નર ચાલ્યો જાય, તિથગદેશ નવલખો કહઇવાય;
એક સિવા નગરી તિહા ગાંમ, વસઇ વાણીઓ આહરનામ. ૨૭

દૂહા.

આહર કીર્તિ અતિઘણી, માગ્યાં ન કહઇ નાથ;
અનપાંન ચીવર દીઈ, ભૂખ્યો કોય ન જાય. ૨૮

ચૈ૦ પપા જસ મંદિરે પુણ્ય પ્રસાદહ પાન
પવિત્ર પુંજા પ્રમનધન પાયરણા લવાન ૨૮
પરમવચન પરભાવના પૌષર પરઉપગાર
પડિક્કમણું પચ્ચખાણ તિહાં પોસહ પાત્ર અપાર ૩૦
અસ્યો આદર નર વાણીઓ મેરપરિ [illegible] દાન
નરવીર લાઇ તિહાં ગયો માગણ મરણ સમાન ૩૧

## કવિત્ત

માગણુ મરણ સમાન, સોય તેણિ સુપુરષ કેરઇ,
તૃષ્ણા કહઇ જઇ માગઇ, લાજ તસ પાછો ફેરઇ
ફિરી મંડઇ પગ પ્રાણ, નાકમુખ નિસુ ધાનઇ
હઇઉ હાથ હડગડઇ જીભની જુગતિ ન ચાનઇ
શ્રવણ સોય સસઇ પડઇ, કનણ શબ્દ હોસઇ મરી
મન ચિંતવ્યુ મનમાહિ દેસઈ કઇ દેસઇ નહી ૩૨

## દૂહા॰

એહવું [1]આહું માગવું ભુંડી તે પરની આસ
માગણથી નર તે ભલો જેહનઇ સરિ સડાસ ૩૩
માગશું જો મપમલ મડઇ સોવન કચોતો હત્થ
માગ્યા જો મોતિ જડઈ તોહઇ જન્મ અકયથ ૩૪
તેણુઈ કારણિ નરવીર તિહાં, ગ્યો સુદ્ધ વિચાર,
સેવા કરૂ આદર તણી, વિવહાર શુદ્ધિ લીઉ આહાર ૩૫
અસુ વિચારી આવીઓ ઉર ભરેવા કામિ
ગનગન સાહિ બેઠીઓ વિનય વચન તસ ઠામિ ૩૬
સ્વામી મુઝને રાખસ્યો તુદ્ધ ઘરિ કરસ્યું કામ
રખા કર તુમ દેહની ન કરૂં લુણુ હરામ ૩૭

---

1 ભુંડું

આદર શ્રાવક સુભમતિ, આવી કરૂણાગાર;
નરવીરને સુપરિ કરિ, તેડ્યો નેણીનાર ૩૮
ભોજન ભગતિ કીધી ભલી, પૂછી પૂરવ વાત,
નરવીર ઈમ માંડી કહ્યો, વિતક મહુ અવદાત. ૩૯
આદર કહઈ સુંણિ વીર તું, રહઇ [1]અહ્મારઈ ઘઇરિ,
ભોજન ભગતિ નઇ લૂગડાં, દેસુ સોઇ સુપઇરિ ૪૦
કુંમર રહ્યો ધરિ તેહનઇ, કરતો કારજ સર્વ;
એણઇ અવસરિ તિહાં આવીઉં, વડુ પજૂસણ પર્વ. ૪૧

## ચઉપઈ.

પર્વ પજૂસણુ આવ્યુ સાર, સાહ આદર સુત સુંદર ચ્યાર,
નારી ઝમક વહુઅરો જેહ, કરી ઉપવાસ નઇ બઇઠી તેહ. ૪૨
એણઇ અવસરિ નરવીરહ જેહ, કાજ કરી ઘરિ આવ્યો તેહ;
મંદિર કોઇ ન દીસે તસઈ, ઉપાસરઇ નર આવ્યો ઉલસઇ. ૪૩
ઉચ્ચુ નિચુ થઇને જોઈ, આદર શ્રાવક દીઠો સોય,
દૃષ્ટિ કરી વહુ ઉપરિ જસે, તે બડબડતી ઉઠી તસેં. ૪૪
હાવી ન લહઇ પુણ્ય નઇ પાપ, ખાંઇઇ પીધઇ સુખીઓ આપ;
ઉત્તમ દિવસ પજૂસણુ આજ, હાલી પેટ ભર્યાનું કાજ. ૪૫
જેહ પજૂસણુ પર્વ વિસાર, ગોરાં પાપ કરઇ વિસરાલ,
જેણઈ દિન કલ્પસૂત્ર એ સાર, આઠવાર સુંણનાં નહી અવતાર. ૪૬
અસું પજૂસણ પુણ્ય ભંડાર, સકલપર્વ માહિ [2]તે સાર,
જીમ પંખીમાં ઉત્તમ હંસ, કુલમાહિ જેમ ઋષભ વંશ, ૪૭
જીમ પાંણીમાં ગંગા નીર, જીમ વસ્ત્રમાં ચાંડ ચીર;
જીમ વાંનરમા વડ હનુમંત, ખિમાવંતમા જીણુ ભગવંત. ૪૮

---

૧ મહી મ્હારે ૨ પણ.

તિમ એ સકલ પર્વમાં કહું, પર્વ પજૂસણ મોટું લહું;
એણઇ દિવસેં લીઇ આહાર, સો હાલી નર વડા ગુંમાર. ૪૯

અસ્યાં વચન તિહાં વહુઈંકહી, નરવીરનેં તવ તેડગો સહી;
ચાલિ દિઉં સિરામણ તુઝ, ધર્મ અક્ષર જાઇ છઈ મુઝ. ૫૦
ક્રોધ કરંતી દીઠી જસેં, શેઠાણી બોલાવી તસેં;
કુણ કારણિ ખીજો છો તુહ્મો, આજ આહાર ન લેસું અહ્મો. ૫૧

તવ શેઠાણી કહઇ સુણિ દાસ, પરાંણી ન કરાવું ઉપવાસ;
જાંણુઇ સસરો માહરો જાંમ, મુઝ ઉપરિ બહુ ખીજઇ તામ. ૫૨

નરવીર કહે સુણી માહરી માય, કરૂં અપવાસ હું મનઉંછાય;
તમ ઉપરિ ક્રોધ્ધ ખીજે આજ. તમો કરો જઇ ધર્મહ કાજ. ૫૩

જે ગેયો ગુરૂનો ગુણસાર, નિજ ગુરૂ પહીયો નકરઈ આહાર
પુત્ર અપુત્ર જે પણિ હોય, પિતા પહીયો ન જમઇ સોય. ૬૧
તુ સ્વામી હુ તાહરો દાસ, તુમ્હ પહીયો કીમ લેઉં ગ્રાસ,
તુમ્હો પધારો જીન પૂજવા, મુઝનઇ [1]હર્ષ આથિ આનવા ૬૨
અસ્યાં વચન તે બોલ્યો જમઈ, શેઠઇ સાથિ લીધો તમઇ,
કેમર ચંદન અગર સુગંધી, આવ્યો તે જીન મંદીર વહી ૬૩
નિસહી શેઠ કહી તિહા સાર, ત્રણી પયક્ષ્ણા જીહા જીનનુ દ્વાર,
નિસહી એમ કહઇ મંડપ ઠામિ, નિસહી એક ચેઇવંદન ઠામિ ૬૪
મોનગ્રહી જીન પૂજા કરઇ, પૂજા લેઇ નઇ ઠામો ભરઇ,
નરવીરને સીખામણ દીઇ, જીન પૂજો તુમો હરખિ લઇઇ. ૬૫
કેસર ચદન અગર કપુર, પૂજી પાતિગ કીઇજ દૂર,
દમનો મરૂઓ ચપક જાય, કુસમ લેઇ પૂજો જીનરાય. ૬૬
કુંમરઇ વાત વિચારી અગી, પરદ્રવિ એ પૂજા કગી,
ગાઢિ ન છૂટઇ પોતાતણી તો કીર્તિ સુ વાધઇ ઘણી ૬૭
પરદ્રવિં કરતા બહુકાન પણિ તેણઇ કાઇ ન રહઇ માન,
એક પાયકો પોતાતણો ખરચઇ તો જસ હુઇ ઘણો ૬૮
વડી વાત કરઇ વાગરી છોડઈ નહી એક નર નાસરી,
પરદ્રવિઇ હુઇ મોટીઆર, ન વધઇ શોભા એક લગાર ૬૯
અસ્યું વિમાસી તિહા નરવીર પૂજી નિર્મલ કરિઉં સરીર,
ગાંઠી પાચ અનઇ વાવર, ફૂલ લેનઇ પૂજા કરૂં. ૭૦
બઇઠી માલણી ફુલ જીહા, નરવીર વેગઇ આવ્યો તિહા
કુડી પાચ દીધી તસ હાથિ, પુષ્પ અઢાર લીઆ શુભ ભાતિ ૭૧
આવી પૂજા અદ્ભુત કર્યું, નરવીર હઇડઇ અતિ આણંદ,
શેઠ સેવક જીન પૂજા કરી. આવ્યા નિજ મંદિર પરવરી. ૭૨

---

૧ પ્રેમ

ભોજન કાજે બઇસઇ સાહ, નરવીર બઇસારે શુભ ઠાહ;
સાકર દૂધ કરંબો શુભ આલિ, સાહ ગીલાવઇ નરવીર થાલિ ૭૩
ભલી જલેબી સાકર જસી, બહુ ગોરી તિહાં પ્રીસઇ હસી;
સેવ સુંહાલી નઇ સાંકલી, ઘૃત થીણું નઇ સાકર ભલી. ૭૪
પિંડા પાપડ સાકર તણાં, વલી પતાસા લાડૂ ઘણા;
દૂધપાક દલ નઇ હેસમી, બહુ સુકુલીણી પ્રીસઇ નમી ૭૫
ખીર ખાંડ ઘૃત પ્રીસઇ વલી, ઉપરિ પોલી તે પાતલી,
ઘૃત ખરડી કેલાં કાતલી, સખરી સાકર માંહી ભલી. ૭૬
પ્રીસઇ મેવા જે જે સાર, દ્રાખ બદામ અખોડ અપાર,
શ્રીફલ સીધોડા ચારલી, ચારોલી આંણી તિહાં નવી. ૭૭
સાલિદાલિ નઈ સાક અનેક, દધી માખણ સું સબલ વિવેક,
આપ્યા ફોફલ પાન લવીંગ, ભોજન ભગતિ કરઇ મનિરંગ. ૭૮

દુહા.

ભક્તિ કરી નરવીરની, દીધુ મુનિવર દાંન;
પોતઇ પણિ ભોજન કર્યું, આરોગી સુખિ પાંન. ૭૯
એણીપરિ જે નર દેઇ જમઇ, તેહનુ ભોજન નામ,
દીધા વિણુ તે ઝોબર્યું, ભોજન ન કહઇ તામ ૮૦
ભોજન ભગતિ વિવરી કહી, પુણ્યઈ ભોજન સાર,
હવઇ સુપુરુષ સહુ સાંભલો, ઝોબર્યા તણો વિચાર. ૮૧

કવિત્ત.

ચોલા બરટી તેલ, સાક વિણુ નિતઇ સારઇ,
પ્રીસઇ ભુંડી નારિ, પેટ કહો કેઇપરિ ઠારઈ.
ઉપરિ [1]પ્રીસઇ ધઇસ, છાસ પણિ પ્રીસઇ પાણી;
સિંધવ નહી જરસરાખ, કમી કહું કર્મની કાંણી.
આહાર અગ્રાઇ મેરનો, મેર સવા દોહલો મિલઇ;
દત્તહીણ નર ઝોબર્યા, ભોજન એહનઇ કુંણ કહઈ. ૮૨

[1] ધઇસ.

ભોજન એહનઇ નવિ કહ્યું, એ સહિ ઝોપ્યું જાંણી;
વલી ચાર ભોસજ કહ્યું, પાપિં લહઇ નિર્વાણ. ૮૩
અપકવહ ખાણ્ણુ જવ જમણા, મેલકડાં બહુ આઈ,
દીપેં દીપેં ધર ચૂપ્ર, ત્યારઇ પાપ ફલાઈ. ૮૪
કહૂઆ બોલી કામિની, લેવો નિરસ આહાર;
ભાર વહીનઇ જીવવું, એ ત્રિણિ દુઃખ અપાર, ૮૫
ત્રિણ્ઇ દુઃખ જગમાં વડાં, બીજા દુખ અનેક;
પર ઉપકારજ કારણિં, વિવરી કહુંજ વિશેષ. ૮૬

## ચઉપઇ.

પહઇલું દુખ પાડોસી ચાડ, બીજું દુખ ધરિ વિષનું ઝાડ;
ત્રિજું દુખ જે નિત સહઇ માર, ચઉથું દુખ જે ન જરિ આહાર, ૮૭
પાંચમુ દુખ પાલા ચાલવુ, છઠું દુખ નિતિં માગવું;
કવિ કહઇ માંચઇ માંકણ બહુ, એ સાતાઇ દુખ. સુંણુયો સહુ. ૮૮
પહઇલું દુખ જે પરતી આસ, બીજુ દુખ તે ઓછઇ વાસ,
ત્રીજું દુખ જે બહુ રણિ ચઢઇ, ચઉથું દુખ [illegible] હુ વસિ પડઈ. ૮૯
પાચમું દુખ જે ન ટલઈ રોગ, વાંઝયો ન [illegible] જેહને ભોગ;
કનિઆણુ કહઇ નિત ખારૂ નીર, એ દુખ સા[illegible] ઇ દહઈ સરીર, ૯૦
અંધ પુરૂષ નઇ આગણિં કૂઇ, નાહનો બાલ નઇ મા તસ મૂઇ,
પડયા દાંત સોપારી ધુંટિ, આસણ ગુંમડું, ચઢવું ઉંટિ; ૯૧
ધર નાહ્યા વચિ ખાલો જડયો, નિર્ધન આટઇ બહુજલિ પડયો.
લૂખું ભોજન ટાઢું થાય, સાતાઇ દુખ મોટા કહવાય; ૯૨

## દૂહા.

એ દુખ પાપિં પાંમીઇ, પુણ્યઈ ભોજન ભોગ,
રૂપ કાંતિ ધન કામની, પુત્ર સજન સયોગ; ૯૩

છાસ છમકી છાલડી, છઇ રીતિ ભોગ ભલાઇ
છોડ છતિ ધરિ છપય ત્રિય, પુણ્યઇ સાત છછાય, ૯૪
ગોધૂમ ગોરસ ગોત્રસ, ગોખઇ ગોરી ગાન
અપભ મહઈ ગજ બારણઇ એ સુખ સ્વર્ગ સમાન ૯૫
સાત ગગા પૂણ્યઈ લહઇ, પુણ્યઈ ભોજન ભોગ
પુણ્યઇ મંદી પરવડા, પુણ્યઇ દેતનું નહીં રોગ ૯૬

## ચઉપઇ

પહઇલુ સુખ જે જાતિ નર્યા, બીજુ સુખ જે ઘરિ દીકરા
ત્રીજુ સુખ જે રત્નવણ્ણ વરા, ચઉથું સુખ જે પોતઇ ઘર ૯૭
પાંચમુ સુખ જે ભગતિ નારિ, છઠ્ઠુ સુખ જે ઓછુ બારિ,
સાતમુ સુખ જે અગણ્યિ જૂત પુણ્યઇ એ લહઇ ઘરસૂત્ર ૯૮
પહઇલું સુખ જે નજાઇ ગામિ, બીજુ સુખ જે વસઇ ઠામિ,
ત્રીજુ સુખ જે માનઇ ભૂપ, ચઉથુ સુખ જે રૂપ સરૂપ ૯૯
પાંચમુ સુખ ઇચ્છાઇ રમઇ, છઠુ સુખ વેનાઇ જમઈ,
કવિ કહઇ સાતમુ સુખ એગમઇ સકલ લોક ધરિ આવી નમઈ ૧૦૦

વૈદ વિવેકી લહઇ વિચાર, જાણ્યુ પુણ્ય તેડયા તેણી વાર;
વિવિધ ઓષધ મ્રઈ નિદ્રા બના, સાહ ઓષાનઈ પગના તના. ૪
તવ નરવીરઇ કર્યો વિચાર, ધન્ય ધન્ય ગ્રહનધરમ જગિસાર,
એક ઉપવાસ જીન પૂજા કરી, તેણુઇ ક ખુ સહુ પૂજઇ ફિરી ૫
પણિ મહારઈ પોતઈ પુણ્ય નહી, તો હુ ધર્મ આરાધુ કહી,
શ્રીજીન શ્રેય તણોજ પસાય, માહ સરિખો મુજ ન પઇ પાય ૬
નરવીર નિર્મલ ચોખુ ધ્યાન, શ્રીજીન વચને ધરતો કાન,
કીધા ચારઇ ભેગ સરણુ, શુભ ધ્યાને સેવ કરઇ મરણુ ૭
એહજ જંબુદ્વિપ મઝાર, ભરત ક્ષેત્ર દઈચલી વિચાર,
તિહુયણુ પાલ કાસ્મેરી નારી, નરવીર ઉપનો ઉદરિ મઝારિ ૮
નામ હતુ તસ કુમરનિરદ, પ્રતાપી જીમ ગગને દિણંદ,
જીન પૂજ્યા લેઇ પુષ્પ અઢાર, અઢાર દેશ પામ્યો તેણઇ સાર. ૯
શ્રીજીન ધર્મ પ્રેસંસા કરી, તેણે શુભશ્રેય તુ પામ્યો ફરી,
એ રાજા તુહ્મ પૂરવ કથાય, અઢાર મરીનઇ ઉદયન થાય ૧૦
યશોભદ્ર હુઆ હેમસુરિંદ, આગતિ વ્યતર કુંમરનિરંદ,
તિહાથી આ ભારત ક્ષેત્ર મઝારિ, ભદલપુર નગર તિહા વિચારિ. ૧૧
રાજા સતાનંદ તિહા સહી, ધરણી ધારણી દેવી કહી,
તેહનો સુતતે સતબલિ નામ, કુમારપાલ ઉત્તમ ગુણ ઠામ. ૧૨
રાજ કરઇસે મન ઉલ્લાસ, પદ્મનાભ તિર્થંકર પાસ,
દીક્ષા લેઇ ગણુધર થાઇસ્યો, થેડા કાલમા મુગતિ જસ્યો ૧૩

દુહા

મુગતિ જસ્યો નર તુહ્મ સહી, લહી અનંતી ઋદ્ધિ,
અષ્ટ કર્મનઈ ખય કરી, હોસ્યો મુગતિ સિદ્ધ. ૧૪

## ઢાલ.

ઇલગારે–એ દેશી–રાગ સોરઠ.

સિદ્ધ ગતિરે નરપતિરે, તુઝ હોસ્યઇ નિરધાર;
રોગ સોગ ભય આપદા, કુગતિ નહીજ લગાર–આં. ૧૫
સાહિબ સેવક સોય નહીં, નહીં કો મારણ હાર;
અઈહીં હેલી નવિ લીઇં, કો કઇનો નહી હાર–સિ. ૧૬
રાય તણો ભય તિહાં નહીં, નહી અગનિ [1]જમજોર;
વાઘ સિંહ વીંછી નહીં, નહીં સર્પ તણો તિહાં સોર–સિ. ૧૭
ડાંસ મસા માખી નહી, નહીં બૂપક નહીં તીડ;
અનત સુખ(સિંહ જે)છવનઇ, નહીં વેદન નહી પીડ–સિ. ૧૮
સાસ ખાસ ખસ તિહાં નહીં, નહી જલધર રોગ;
ભૂખ તરસ ભય તિહાં નહીં, [2]નહી નરનારિ વિયોગ–સિ. ૧૯
જનમ જરા મરવું નહી, અજરામર તેણુઇ ઠાંમિ;
ટાઢ તાપ જલ તિહાં નહી, ડંડ નહિ તેણુઇ ઠાંમિ. ૨૦
પુછી ધુખો છીછીઓ, નહીં દેવાનું દાંણ;
આડ ધાડ ઘર તિહાં નહીં, નહીં નૃપ કેરી આંણ–સિ. ૨૧
સત્રુ મિત્ર સો તિહા નહીં, નહીં તિહાં રાગ નઇ દ્વેષ;
ક્રોધ માન માયા નહીં, નહીં નરનારિ નિસેસ–સિ. ૨૨
અનંત ગ્નાન સિદ્ધ નઇ સહી, સિદ્ધનઇ સુખ અનંત;
અનંત દર્શન દીપતું, અનંત વીર્ય સિદ્ધ જંત–સિ. ૨૩

ઉપમ ઇહાં તેહની નદી, આંણ્યુ મોક્ષ ધુરાય;
ઇમ વનિ વસનો ભીલડું, સમઝિ કહું ન જાય. ૨૫

## ઢાલ.

રાગ–કેદાર ગોડી તથા પારધિયાનો-ભોજન ઘેવર ભીમનઈરે–એ દેશી.

ભીલ પુરંદર વનિ વસઇરે, કરતો વનં ફલ આહાર;
પહઇરણિ ખાખર પાનડારે, નહઇવસ્ત્રઅવિગાર ભી.એઆંચલી. ૨૬
પાસે પોતે નઇ ધરિનારિ, બહુ બાલક છે તેણે હારિ;
એણઈ અવસરિ એક નરપતિરે, પોહોતો વનહ મઝારિ–ભી. ૨૭
અશ્વ કુલક્ષણ લેઈ ગયોરે. ઇહાં ભીમો નરનારિ.
... ... ... ... ... ... ભી. ૨૮
નૃપ તૃષાતુર તિહાં થયોરે, ભોમિ પડયો દુઃખ લહઇરિ;
દેખઇ ભીમ પુલઇરે. તેહનઈ આવી મહઇરિ–ભી. ૨૯
લેઈ વન ચૂટિ આંબલોરે, મુંકયો નૃપ મુખ માંહિ;
સજગ હુઓ નૃપ રાજીઓરે, બોલ્યો નૃપ મુખ ત્યાંહ ભી. ૩૦
તઈ વનરાજન સહી દીઉરે, મુઝનઈ જીવિત દાંન,
ગુણ ઓસંકલ કારણઇરે, તુઝ દેહીનાલું વાંન–ભી. ૩૧
અસું વચન મુખિં ભાંખતારે, આવ્યો નૃપ પરિવાર;
ભીલ બઇસાર્યો પાલખીઈરે, નૃપ વલીઓ તેણઈ ઠાંમ–ભી. ૩૨
નૃપ નિજ મંદિર આવીઓરે, આણ્યા તેલ સુગંધ,
ભીલ પુરૂષ નવરાવીઓરે, બાંધ્યા બાજૂબંધ–ભી. ૩૩
પહઇરણિ ચિર પિતાંબરરે, પહઇરણિ સાલૂ સાર;
મુકુટ કુંડલ નઇ મુદ્રિકારે, જાણે ઈંદ્ર અવતાર–ભી. ૩૪
ભોજન કાજી ભીમડોરે, બઇસાર્યો નિજ પાસ;
વિવિધ જાતિનાં સુખડીરે, મુંકઈ કપૂરઈ વાસ ભી. ૩૫
ખીર ખાડ ધૃત લાપસીરે, સાક તણી બહુ જાતિ;
વિવિધ પાક તિહાં પ્રીમનારે, ભોજનની બહુ ભાતિ–ભી. ૩૬

વલી વડાં નાગર બીડલાંરે, માંહિ સુગંધ કપૂર;
સોનવ સેજી પૂઢતોરે, ઉગ્યો ન જાણઈ સૂર–ભી. ૩૭
એણીપરિ કાલ ગયો ઘણોરે, એક દિન પૂછઇ રાય;
સાંમી જોઇઇ તે કહુંરે, જે મનમાં ઇછાય–ભી. ૩૮
તામ પુલિંદર બોલીઓરે, ન રૂચઇ રહું એણઈ ઠાંમિ;
તિહાં મુઝ મુંકો નરપતિરે, જીહાં મુઝ ભીલની નારિ–ભી. ૩૯
જે જીવ વિખમાં ઉપનોરે, ન ગમઇ અમૃત કુંડ;
માખી ચંદન પરહઇરે, સ્વાંન તજઈ ખીરખંડ–ભી. ૪૦
કનક તણુઇ જીમ પંજરઇરે, સુખ નવિ માંનેં કાગ;
તિમ મુઝને ઇહાં નવિ રૂચઇરે, મુઝ મનિ વસતાં રાગ–ભી. ૪૧
ભીલ વચન ભૂપઈ સુંણીરે, મુંક્યો વનહ મઝારિ;
બહુપરિ હરખ્યો ભીલડોરે, ભેટિ કુંઇ ઘરનારિ–ભી. ૪૨
સજન કુટુંબનઈ જઇમિલ્યોરે, પૂછઈ પૂરવ વાત;
દિવસ આટલા કિહાં રહ્યોરે, ભાખો મોય અવદાત–ભી. ૪૩
હું રહ્યો ભૂપભુવન સહીરે, વવિધ વસ્ત્ર મુજ ત્યાંહ;
તેહની ઓપમ સી કહુંરે, જો નહી આ વનમાંહી–ભી. ૪૪
ભૂષણ ચીવર મંદિર શુરે, ખાજમની જે વાત;
બહુપરિ પુછે ભીલનેરે, કહી ન સકે અવદાત–ભી. ૪૫
હેમ કહઇ સુંણો નરપતિરે, જો પણિ અનુભવિ વાત;
સોય ભીલ કહી નવી સકઇરે, નગરી સુખ અવદાત–પુ. ૪૬
સુખ અનંત નૃપ મુગતિનારે, નવિ અનુંભવિઆ તેહ;
કેવલ ગ્યાંન વિના વલીરે, કહીપરિ ભાખું તેહ–ભી. ૪૭

દૂહા.

કેહીપરિ ભાખું તે વલી, મુગતિ સિલા સુખ સાર;
યોજન લાખ પસ્તાલની, ચંદ્ર તણો આકાર–ભી. ૪૮

આઠ યોજન વચિ મહિ, છેહડઇ માખી પંખ,
અર્જુન સોના સારીખી, સુખ અનંત અસંખ-ભી ૪૯
સિધ્ધ શિલા નગરી વલી, જોયણું ચોવીસમો ભાગ,
હેમ કહઈ નરપતિ સુંણો, તિહા રહઇ સિધ્ધ નિરાગ-ભી. ૫૦
તેજ પૂંજમઈ થઇ રહઈ, સિદ્ધ જીવ અરૂપ,
લોક અલોકલક્ષણું વલી, જાંણઇ સકલ સરૂપ-ભી. ૫૧
ચઉદરાજ નગરી તણુ, નાટિક જ્ઞાનઈ જોય,
પાપ પુણ્ય જન જે કરઇ, સિદ્ધ અગમ નહી સોય-ભી. ૫૨
એહ સરૂપ સિદ્ધજી તણુ, તું પણિ થાઇસ સિધ,
હેમ કહઈ નૃપતિ સુણો, તિહા અનંતિ ઋદ્ધ-ભી. ૫૩

ચઉપઇ.

શ્રીગુરૂ વચન સુણી તિહા રાય, ચઉકસ વાત કરઇ તસ હાય,
એકસના નગરી છઈ જીહા, નિજ સેવક મોકલીઉ તિહા. ૫૪
આદર ધરિ ગયો તે સહી, તેણઇ મંદિર એક દાસી રહી,
થિરદેવી છઈ તેહનુ નામ, પૂરવ વાત નર પૂછઇ તામ ૫૫
દાસી કહઈ સુંણિ સુપુરૂષ વાત, આદર હુઓ નર જગિ વિખ્યાત,
ચ્યાર પુત્ર તેહનઇ પણિ સહી, જૈન ધર્મ કરતા ગહગહી. ૫૬
બહુ ઋદ્ધિ તેહનઈ બહુપરિવાર, એક નરવીર ધરિ સેવક ચ્યાર,
તેણઇ ઉપવાસ જીન પૂજા કરી, કર્મ યોગ ગયો તે મરી. ૫૭
કાલેં રોક શેઠાણી જેહ, ગયા પરલોક આરાંધી તેહ,
ચ્યાર પુત્ર સુંદર જે હતા, કાલે મોય હુઆ નર ગતા. ૫૮
વહુઅરો ચાર હતી ગુણવતી, તે પરલોગઇ પોહોતી સતી,
દુખની વાત કહું સું ઘણી, હુ જીવુ રડી પાપણી ૫૯
પ્રાહિં નર ઉત્તમ જગિ જેહ, અલ્પ આઉખઇ જાઈ તેહ,
ખર મહીના જીવઇ ફેમરી, કાના કાગ ન જાઇ મરી. ૬૦

તાડ સિરિ કો ન ર ઈ વાય, કેલિ તણુ ફળ મહીના આય,
ઈંદ્ર રૂપ નર આના વલી દુ પુણ્ડરીણી ઝુ સદી ૬૧
જેતી વાત ગુરૂ હે ા કહી,' તેહી તે દાસી મુખિ લહી,
આ ગો સેવક વે ા વલી, કહી કથા નૃપ આગનિ રહી ૬૨
અતિ હરખ્યો નર મરનિરંદ, સમજ્ઞ પ્રસરતો હેમસૂરિંદ,
કનિકાનિ મર્તંત નામજ થયો, નહી જીનપણિ જીનસરિખો કહ્યો ૬૩

દુહા.

જીન સરિખુ મુઝ તઈ કર્યું, મુઝમનિ નહીં સદેહ,
હીન જાણી પૂછુ વલી, સકા ટાલો તેહ ૬૪

ચઉપઇ

કુણ ઉઘઇ કુણ નર જાગતા, સસાર વેરી કેહા વાનતા,
વિષ અમૃત કહો ગહનનો ભેદ, કવણ નરગ ધરી ૧ઉમેદ, ૬૫
ગુરૂ કહઇ મૂરખિ નિત ઉઘતા, પડિત વિવક્વત જાગતા;
સસાર વેરી વાનછઇ તેહ, જેહનઇ નહી તૃષ્ણાનો છેહ. ૬૬
વિા ખાય પર નિદા ક્રઈ પડિત વચન તે અમૃત સરઈ,
ગહન ચરિત્ર તે અમના તણુ, નરગ સોય જે પરવસિ પણુ. ૬૭
કુણ અધો કુણ સૂરો લહુ, ગુરતા પણુ તે કોહને કહુ,
લઘુતા દાન ન મત્ર કુણ કહીઈ, બહીરે પુરૂપ તે કહઇનઈ કહીઇ ૬૮
ગુણ વિના રાગ વરઈ તે અધ તેહનઇ ભાખ્યો પાતગ બધ,
સ્ત્રી વચને નવિ વિધ્યો જેહ, સૂર સુભટ નર કહીઇ તેહ, ૬૯
ગુરપણુ તસ વાનઇ સિરઈ, જેનર પ્રાર્થના નવિ કરઇ,
લઘુતા મચુ યાચતા હોય, દેઇ દાન મ વછો કોય ૭૦
પાપ કરતો રાખઈ જેહ, પરમ મિત્ર નર કહીઈ તેહ,
હીત શિક્ષા સુણતો નઙ ગ્રણિ તે નરનઇ નૃપ બહીરો જાણુ ૭૧

૧ વિવેક

કુંણુ અધમ કુંણુ સુગો વલી, ચપલ કસ્યું નિશિ જીમ વીજલી;
કુંણુઇ જગ જીત્યો નઇ વસિ કર્યો, કુંણુ પ્રમંસ્યો સાર કુંણુ સર્યો. ૭૨
અધમ સોય વ્રત લેઇ ચલઇ, સુગો તે જે અવસરિ ખલઇ;
ચપુલ કહું દુર્જનની પ્રીતિ, ખિમાવંત રહ્યો જગ જીતિ. ૭૩
પ્રીય સત્ય વચને જગ વસિ થાય, અલ્પ-ઋદ્ધિ દાતાર ગવાય,
દીઇ દાંન પ્રીય વચન અપાર, તે નર કહીઇ સાર સંસાર. ૭૪

દુહા.

સાર વચન ગુરૂના સુંણી, હરખ્યો કુંમરનિરંદ;
બઇ કરજોડી નૃપ નમ્યો, [1]ધન્ય તુ હેમસુરિંદ. ૭૫
તુ ગુરૂ મુઝ તાતજ સહી, તું બંધવ તું સ્વામી;
તું પરમેશ્વર દેવ તુ, તુ આવ્યો મુઝ કાંમી. ૭૬
આગઈ રહ્યો હુ જીવતો, તે સહી તુઝ પસાય,
સકલ વાત તુઝથી લહી, કહો કાંઇ ધર્મ કથાય. ૭૭

ઢાલ.

રાગ-માલવી ગોડી-સુરસુંદર કહઈ સરિનાંમિ—એ દેશી.

ગુરૂ [2]કહઇ ધર્મ કથાય, જીવ સુગતિં કેહીપરિ જાય;
તવ બોલ્યા મુનિ હેમસુરિંદ, સાંભલિ તુ કુંમરનિરંદ. ૭૮
જીન પૂજઈ જે ત્રિણ્ણિ કાલ, આગલિ મુંકઇ નિવેદ થાલ;
જે ચેઇ વેયાવચ્ચ કરસ્યઈ, તે આતમ આપ ઉધરસ્યઈ. ૭૯
સાધુ વંદન દેતા દાંનો, મહી લહીઈ કેવલગ્નાનો;
સમકિત સાથિં બહુ રંગો, સુર વચને તેહ ન ભગો. ૮૦
સિદ્ધાંતનણું વલી સુણવુ, ભણવુ નિત ગ્નાન સુગુણવું;
સુભ ભાવના અંગિ ધરતાં, નહીં વાર તે સુગતિ જાતાં; ૮૧
ચ્યાર ભાવના ભાખી જેહો, નૃપ હ્રદઇઈ રાખો તેહો;
મૈત્રી પરમોદહ સોય, કરૂણા મધ્યસ્થ વલી જોય. ૮૨

[1] ધનધન હેમ [2] ભાખો સોય

### ચઉપઇ.

ચ્યાર ભાવના એ તુમ કહી, અર્થ એહનો સુંણજ્યો સહી;
પાપ કરી મમ હોજ્યો દુખી, જગ સુકાઇ થાઇ સુખી. ૮૩
ગુણવંતના ગુણ ઉહવા ભાઇ, પ્રમોદ અરથ તો એહવો સહી;
કરૂણા બોલ ન કરએ સુદ્ધ, દીન ઉપરિ ઉપગારજ બુદ્ધ. ૮૪
કરૂર કર્મ તણા કરણહાર, શ્રીદેવ ગુરૂના નિંદન હાર;
તેહનઇ ઉવેખી મુંકવા, તે નરસાંખી મધ્યમ હવા. ૮૫
એણીપરિ આરાધઈ જીનધર્મ, તે નર ધોઇ આઠઇ કર્મ;
સુંણીવચનહરખ્યો મનમાંહિં, વિવિધ પુણ્ય કરઇ નૃપ તિહાં. ૮૬
સાત ખેત્ર નૃપ પોષઇ સહી, ચઉદસહઇ ભુવન કરઈ ગહગહી;
જન્મ દિક્ષા ગ્નાંન નિર્વાણ, તિહાં પ્રાસાદ કરઇ નૃપ જાંણ. ૮૭
જીર્ણ પ્રાસાદ તણી કરઈ સાર, સોલસહસ જૂના ઉદ્ધાર;
સંપ્રતિ રાયતણી પરિ કરઇ, દેવલનાંમિ આતમ ઉધ્ધરઇ. ૮૮
પચવિસંતી ઉંચો અરયો, નેમિ પ્રાસાદ કરઇ ઉલરયો;
નીલરત્નમઇ માંહિં બિંબ, થાપી રોપ્યો કીર્તિ થંભ. ૮૯
બિહુત્તરિ જીનાલું ફિરતું કરઇ, તિહુયણ વિહારતસનામજ ધરઇ;
તારંગાનો દુર્ગ છઈ જીંહાં, એક પ્રાસાદ કરાવ્યો તિહાં. ૯૦
ચઉવીસ હાથ ઉંચોજ અચંભ, એકસોએક આંગુલનું બિંબ;
અજીતનાથ થાપ્યા ભગવંત, જસ મુખ દીઠઇ સુખ અનંત. ૯૧
આવી નૃપ ત્રંબાવતી માંહિં, હેમાચાર્ય દીક્ષા જીહાં;
અસંગ વસહી પોલિ વિશેષ, વીર પ્રાસાદ કર્યો તિહાં એક. ૯૨
રત્નબિંબ તિહાં થાપી સાર, હેમપાદુકા (ત્યાં) કરઇ અપાર;
પુસ્તગ તણો કરઇ ભંડાર, કીધું રાય સહસ અવતાર. ૯૩
ત્રિહસઠિ શિલાકા પુરૂષ પવિત્ર, નિત સાંભલવા કરઇ ચરિત્ર;
ગ્રંથ સંખ્યા સહસ છત્રીસ, સોવન અક્ષર લિખાવઇ ઇસ. ૯૪

તે પોથી ગજ મસ્તગિ ધરી, બિહુત્તરિ સામંત આગલિ ધરી;
સંઘ ચતુર્વિધસ્યું પરવરી, સુંણ્યઇ સાસ્ત્ર મનિ ચોખું કરી. ૯૫
અગ્યાર અંગ નઇ બાર ઉપાંગ, સોવન અક્ષર લિખાવઇ ચંગ,
યોગ શાસ્ત્રના બાર પ્રકાસ, વીસ વીતરાગ તવનના ખાસ. ૯૬
બત્રીસ[1] પ્રકાસ સોવનમઇ કરી, ભૂપઈં પોથી હાથેં ધરી;
નિત્ય ગુણવા ભૂપિં નિરધાર, આલસ નહીં નર એક લગાર. ૯૭
સોવન કમલ નિત્ય હાથેં ધરઈ, તેણઈં લેઇ ગુરૂની પૂજા કરઈ;
વરસઈ એકદા સંઘવી થાય, યાત્રા કરઈ પાટણનો રાય. ૯૮
લક્ષ ભોજી એક માસિં કરઇ, સુકૃત ભંડાર તે પોતઇ ભરઇ,
શ્રાવક કોડિ તે સમકિત ધણી, વરસઇ ભગતિ કરઈ તેહતણી. ૯૯
વલી દુર્બલની ચિંતા કરઈ, વિવિધ સુખડીઉરા ભરઈ;
સત્રાકાર મંડાવેં સાર, રાખ્યાં કોરા આપઇ આહાર. ૧૦૦
પાખી આઠમનાં પારણાં, ધરિધરિ તેડાં જાય ઘણાં;
માંન મુહુત બહુ આદર કરી, તેડયા શ્રાવક ઘરિઘરિ ફિરી. ૧
આદર મુહુતઈ નર બહુ મિલઇ, મુહુતઇ માનિ ધર્મે ભલઇ;
મુહુતઇ ફોફલ મુહુતઇ પાન, મુહુત વિના સુ ભોજન દાંન. ૨
માંન મુહુત વિના દીઇ દાન, તેહથી ન લહઇ મોક્ષ પ્રધાન;
આદર વિના દીઈ અભિનવ શેઠ, મોક્ષ પથ નવિ પાંમ્યો નેઠ. ૩
મુહુત તણી જગિ મોટી વાત, શ્રેયાંસ ઘરિ આવ્યા આદિનાથ,
સાંહમો જઇ સરિનામી કરી, દેઇ દાંન તેણેં સદ્ગતિ વરી. ૪
નીચા નમણો એ દાનસાર, મોહોતે મુનિવર ધૃત સોસાર;
દેઇ દાન તીર્થંકર થયો, તેહનો જસ જગ માંહિ રહ્યો. ૫
મોહોતે દાન દીઇ નર સાર, પામ્યો તીર્થંકર અવતાર;
વિનય કરી પ્રતિલાભ્યા વીર, ચંદનબાલા પામી તીર. ૬

---

૧ છત્રીસ.

મોટા માસખમણનો ધણી, આવ્યો સંગમના ઘરભણી;
હરખ્યો ઉઠી આપઈ ખીર, સાલિભદ્ર હુઓ સંગમ વીર. ૭
રંગિ વહઇરાવઇ રથકાર, મરણ લહી લહઈ સુર અવતાર;
તેણઇ કારણિ મમ ચૂકો રેખ, કિસું દાંન જો નહીં વિવેક. ૮
મૂરખિ દાંન દીઇ નર બહુ, વિવેક વિના વિણસાડે સહુ;
ઘરિ આવ્યા નવિ આદર કરઇ, વિનય વચન મુખિ નવિ ઉચરઇ. ૯
અભિમાંનિં વિણસાડઇ કાંમ, પાત્ર કુપાત્ર ન જાંણઈ નાંમ;
કુંણ તપીઓ કુંણ દાંની ગુણી, સરિખા ચંદન મૂલાપણિ. ૧૦
અંતર નહી તેહનઇ મનિ રેખ, કરતા ભક્તિ પણિનહીજ વિવેક;
કુંણ આવ્યો કુંણ નાવ્યો ભઇ, દેઈ નુંહતરું વિસારઈ સહી ૧૧
વીસારઇ સઘલો સંતાપ, ખિણ ખિણ પ્રતિ બાંધઇ પાપ;
વયરતણું વલી કારણ હતું, મૂર્ખ વીસારઇ તેડતું. ૧૨
પહેલો મૂરિખ પરધન હરઇ, બીજો તે પરનિંધા કરઈ;
ત્રિજો કલહ લગાવઇ ઘણો, ચઉથઉ પરદ્વેપી આતગુણો. ૧૩
પાંચમો વંચઇ માય નઇ બાપ, વિશ્વાસઘાતિ મોટું પાપ;
ઋપભ કહઇ તે મુરિખ હવા, દેઈ નુતરું નાવઇ તેડવા. ૧૪

તાપસ તામ તિહા સમતાઆણી, વારી રાખ્યો પ્રાણી,
બીજુમાસખમણ તિહાપચ્ચાખ્યુ, તપની વૃદ્ધિ તે જાણી–હો. ૧૭
માઝઈ ભૂપતિ નઈ સાભરીયુ, સહી તાપસ વીસરીઓ,
આવ્યો નૃપ જઇ પાય ખમવાઈ, વિનય વિવેક બહુ કરીઉ–હો ૧૮
મુઝ અવગુણ હઈડિઈ મમ વગે, સ્વામી નરિ પધારો,
તાપસકહઇ તપની વૃદ્ધિ કીધી માસિ પારણુ મોરે–હો ૧૯
તવભૂપતિકહઇ સાભલિ સ્વામિ તુહ્મો છો શુભગતિ ગામી,
હવઈતુહ્મપારણુ મુઝ વરિ હોસ્યઈ, નુતરૂ હુ સરિનામી–હો ૨૦
માસખમણ પારણુ દિનજીહારઈ, તાપસ વીસર્યો તિહારઈ,
ત્રીજું માસખમણતેણઇપચ્ચખ્યુ, તપની વૃદ્ધિ હુઈ માહરઇ–હો ૨૧
ભોજન કાજ વોની જવજાઈ, તવ સાભરીયુ રાય
પશ્ચાતાપ કરઈ નૃપ લાજઈ પણિ અનુહાણે ધાઇ–હો. ૨૨
સ્વામી હું સબનો અપરાધી, તાહરી ખબરી ન લીધી,
આગઈ મઈ અન્યા બહુ કીધો, પાપ ગયુ મુનિ વાધી–હો. ૨૩
સ્વામી તુ નિત ઉપમ પાણી, નાણી અમીઅ સમાણી,
હવઈ મુઝ મન્દિર વેગ પધારો, તપસ્વી કાય કોમનાણી–હો. ૨૪
તાપસ કહઇ ત્રિવિધે કરી લીધુ, માસખમણ મઈ ત્રિજું
તુહ્મ પારણુ મુઝ ધરિ કરવુ, સુ કહીઇ તુમ બીજુ–હો. ૨૫
અસ્તુ કહીનૃપ નગરિ પોહોતો, પારણુ વેના સુતો,
તવ તાપસ ધમધમીઓ કોવઈ, એ નહી ક્ષની પૂતો–હો. ૨૬
તવ તાપસ હુઓ સમન કસાઈ, નૃપ કરછે મુઝસુ ઠગાઇ,
જો માહરા તપનુ ફલ હુઈ, તો નૃપને દુખદાઈ–હો. ૨૭
ઇમ નીઆણુ કીધુ ઉહારઈ, રાજન આવ્યો તિહારઈ,
સ્વામી તુહ્મ મ આપો મુઝનઇ, ભોજન કરો ધરિ આહરઇ–હો. ૨૮

નાપમ મ્હઈ મમ બોલીસ વાણી, નહીંતરી નાખીસ ખાની
મઇ તુઝ ઉપરિ કીધુ નિરમાણ, નૃપ રહઇજે સભાની–હો ૨૯
સુણી વચન ભૂપતિ ઘરિ વલીઓ અતિ મનમા કલકલીઓ–હો.
કાલે રાય તાપસ મૃત્યુ પામ્યો, દેવ તણો ભવ ફલીઓ–હો ૩૦
ભૂપતિ જેન શ્રેણિક નૃપ થાય. તાપસ હુઓ કોણી રાય,
રાણીચિલણાકુખિ અવતરીઓ, પૂર્વ પાપ પમાય–હો ૩૧
ઉદરિ બાલ વધ્યો નર જ્યહારે, ડોહનો ઉપનો તિહારે
નિજ ભરતાર હઇઆની માગી, ખાધી જોઇઇ માહરઇ–હો. ૩૨

માટી કાષ્ટ પાષાણરે, ભોજન તેહના,
ભોજન ઓય તેહમા કરઇ એ ૪૦

ચઉથય દિન એકાતરે, સ્નાન મંજન કરઈ,
અવર પુરૂષ નઇ નવિ જાઇ એ ૪૧

સુંદર કરી સિણગારરે, નિજનર નિરખતી,
ગર્ભ અનોપમ ઉપજઇ એ ૪૨

ઓલ દિવસને કાલરે, સ્ત્રી રહઇ રતીવતી
પછઈ ગર્ભ ન ઉપજઇ એ ૪૩

ચઉથઈ વાસર ગર્ભરે, જે પણ ઉપજે,
અશુભ અ પ તસ આઉખુ એ ૪૪

પછ આઠમ દશ બારરે, ચઉદસ સોલમઇ
બાલ અનોપમ ઉપજે એ ૪૫

સોલોર પછી મધ્ય માહિરે, ભોગ ભજઈ સહી,
સમ દિવસ ( સુત ઉપજઇ એ ૪૬

વિસમ દિન એકી જાણીરે, ભોગ તવ નવિ ભજઇ,
તીર્થઇ પુત્રી ઉપજઇ એ ૪૭

દિવસ નહી સંભોગરે, ગર્ભ નમયો હોઇ,
મારગ રુણિ તેહને નહી એ ૪૮

શ્રી રતિવંતી જાણીરે, બાર વરસ પછી
પ્રસવે પંચાવન લગાઇ એ ૪૯

સોલ વરસની નારીરે, પુરૂષ પચવીસનો,
તેહનો સુત સુદર હુઇ એ. ૫૦

નાસિક જીમણી જાણીરે, વહઈતી જવ હુઇ,
ભોગઈ સુત સુંદર હુઇ એ ૫૧

ટાલો ભોગ વિલાસરે, નક્ષત્ર જેવ રેવતી,
બાવ જનમ મૃત્યિં ૧હમે એ ૫૨
નરતુ વીર્ય વિશેષરે, તો સુત ઉપંજઈ,
રગત વણાઇ પુત્રી મ્હી એ ૫૩
સોણિત શુક્ર સમ ભાગીરે, તેહથી નીપજઈ,
બાલ નપુંસક ઉપજઈ એ ૫૪

**દુહા**

બાલ નપુંશક ઉપજઈ, શોણિત શુક્ર સમ ભાગિ,
ગર્ભ વિચાર શ્રવણે સુણી, આણ્યો મનિ વયરાગ ૫૫

સતમ માસિં પેસી પાંચસઇ, સિરા નાડી હોઇ સાતસઇ,
નવસઈ નાડી તે ધમણી કરઇ, અઉઠ કોડિ રોમરાય વિસ્તરઇ. ૬૩

અવે શરીર પુરં હોઈ તસ્યઇ, માસ આઠમો [1]થાઈ જસ્યઇ,
ઉંધઇ માથઇ ઉદરિં રહિં, નરગતણા દુખ તિહાંપણિ સહઇ. ૬૪

અઉઠ કોડિ સોય તાતી કરીઇ, સુર વિંધઇ બહુ પ્રાક્રમ કરી;
આઠ ગણું દુખ તેહથી હોઇ, ગર્ભ તણી વેદન સહુ કોય. ૬૫

મા સુખિણી તો તુઝ સુખ હોય, મા પોઢઈ તો બાલક સોય;
એણીપરિં જીવઉદરમાહિ રહઇ, પરવસિ પડીઓ કોહનઈ કહઇ. ૬૬

નવ મહીના દિન સાઢાં સાત, માત ઉદરિ તું રહ્યો અનાથ;
તિહાં મલમૂત્રમાહિ તું વસ્યો, નારક નરગમાંહિં હોઇ જીસ્યો. ૬૭

કોઇક કર્મ વિકટનો ધણી, ગર્ભમાંહિં થોઇરે વણી;
એકિં ડીલે બાર ભવ કરઈ, ચોવીસ વરસ ઉદરમાંહિ ફિરઇ. ૬૮

જઘન્યતો અંતર મૂહુરત સાર, ભવસ્થિતિ ભાખ્યાં વરસ બાર,
કાય સ્થિતિ વરસ રહઇચોવીસ, માનવ ગર્ભની સ્થિતિ કહીઈસ, ૬૯

તીર્યંચ ગર્ભ એચારજ કહઇ, જઘન્યતો અંતર મુહુરત રહઇ,
ઉતકૃષ્ટુ તો વરસ રહઇ આઠ, પસઇ લહિં બંધનથી વાટ. ૭૦

મેઘ તણો ગર્ભ કેતો રહઇ, જઘન્યતો અંતર મૂહુરત કહઇ;
ઉત્કૃષ્ટુંતો રહઇ ષટ્ માસ, દોહિલો કહઇ ગર્ભાવાસ. ૭૧

તે માટઇ કહ્યો તત્વ વિચાર, જન્મતણું દુખ અછઈ અપાર.
ઉદર થકી વેદન સોગુણી, અથવા સહસ્સગુણી પણિ સુંણી, ૭૨

કોડી ગુણી ઝાઝેરી જોય, જાણુતા વેદન ભાખી સોય.
ઘણા જીવ પ્રસવતાં મરઇ, જન્મ તણા દુખ સહુમાં સિરઈ; ૭૩

કોયક જીવનિ કર્મ અનત, પાપી કાઢ્યા દીસઇ જંત;
કોયક ગલઈ છઇ ગર્ભ થકી, ભમતાં જીવ હુઆ ઈમ દુખી. ૭૪

---

૧ બેસે.

એહવા ગર્ભતણાં દુખ જાણી, ઉત્તમ નર ચેત્યા નિર્વાણી,
જંબૂ કુમરધરિ આઠે નારિ, પરણી તે ન રહ્યો સંસારિ. ૭૫

નેમિનાથ નવિ પરણ્યા નારિ, ગર્ભ તણા દુખ કહ્યાં અપાર;
દેખી ચેત્યો મેઘ કુમાર, આઠ નારિ અતે તજી ઉદાર ૭૬

ગયસુકુમાર કૃષ્ણ કુમાર, શાલિભદ્ર ધનો અણગાર,
ચિહું ગતિના દુખ ચિંતી કરી, છંડી ભોગ જેણે દીક્ષા વરી ૭૭

સહસ નારી મુંકઇ હનુમંત, રામચંદ્ર સરિખા ગુણવંત
નંદિષેણ સરિખા નર જેહ, પંચ સયા સ્ત્રી છડઇ તેહ ૭૮

સનત્કુમાર મન રાખઇ ઠારિ, ચોસઠ સહસ્સ જેણઇ મુકી નારિ,
અધિકો તે અવંતિ સુકુમાલ, બત્રીસ નારી મુકી સમકાલ ૭૯

ઇંદ્રજીત બિભીષણ રાય, છંડી ભોગ તે મુગતિ જાય,
રાવણ લખમણ વિષય ભમઇ, મરી હોય તે દુરગતિ ભમઇ ૮૦

ભમતા યોની લહઇ નવનવી, તાપસનિ માનવગતિ હવી
ચિલણા કુખઇ લીધો અવતાર, દિનદિન વાધઇ ગર્ભ અપાર ૮૧

ત્રિણ માસ ઉદરિ હુઆ જામ, ડોહોલો ઉપનો અધમ તામ
શ્રેણિકના હિઆનું માસ, ખાતા પોહોચઇ મનની આસ ૮૨

ચિલણા અતિદુખ્ય વહુઇ જસ્યઈ, અભય કુમાર તેડયો તસ્યઈ,
વિનય કરી કહઇ શ્રેણિકરાય, વેગઇ દુખ ભંજો તુમ માય ૮૩

અભય કુમાર બુદ્ધિનો ભંડાર, મસ અણાવ્યુ તેણીવાર,
ભૂપતિ હિઈઈ બાંધ્યુ તેહ, તેડી ચિલણા રાણી તેહ ૮૪

છુરીય એક દીધી કરમાહિ, કાપી ખાવા લાગી સાહિ,
નિજમનિ ડોહલો પુરો કરી, સુત જનમ્યો અતિરૂપહ સિરી ૮૫

અશોકચંદ્ર દીધુ તસ નામ, ચિલણા પુત્ર નખાવઇ તામ,
... દીઇ તેણીવાર લીધો અશોકચંદ્ર કુંમાર. ૮૬

આવીરાય રાણીનિં કહઈ, સુત નાખંતાં કરકિમ વહઇ;
ચિલણા કહઈનહીપુત્ર એસાર, ડોહલો ઉપનો અનિહી અસાર. ૮૭

જનમ જાનિ ન મુકે જેહ, સહી નરવેદી નહુઇ તેહ;
આગલિ અન્નજીમઈ કિમભાખ, પહઈલઇ કોલીએ આવી માખ. ૮૮
કહુઓ કનક બીજ અંકૂર, વાધ્યો મીઠો નહીં ધતુર;
ઉપજતો પાવક બાલતો, કિમ સિતલ હોસ્યઇ વાધતો. ૮૯
તિમ એ પુત્ર કપુત્ર વિચારિ, જેણુઇ દુખ દીધું ઉદર મઝારિ;
આગલિ સુખ સુંદોઇ ભૂપાલ, તેણુઇ કારણિ મિ નાખ્યો બાલ. ૯૦
રાજા કહઈ મમ બોલિ અસાર, ઉગનો તૂરો [1]સહઈકાર;
પૂર્ણ ફલ્યો, તવ મિઠો હોય, સુત સહઇકાર સરિખો જોય. ૯૧
ઇસ્યું કહી પાલઇ ભૂપાલ, ખિણુખિણુ રૂઇ સુત સુકુમાલ;
કુકડઇ હાથિ ડસીઓ વલી, તેણિં પાકી સુતની આંગલી. ૯૨
ઓષધ ભેષજ કરઇ અનેક, પણિ તે રોતો ન રહઈ રેખ;
મોટું મોહકર્મ જગિ વલી, શ્રેણિક મુખમાં લિઈ અંગુલી ૯૩
અનુક્રમિ સુત વેદન ગઇ, દિનદિન સુત વાધઈ પણિ સહી;
યૌવનવય આવ્યો તે જસ્યઈ, રાજસુતા પરણાવી તસ્યઈ. ૯૪
કુકડઇ અગુલી કરડી જેણુ, કોણી નામ ધરાવ્યું તેણ;
રાજમદેં તે માતો ફિરે, હિઇ વિચાર તે અવલો કરે. ૯૫
વૃદ્ધ કાલ હુઓ મુઝતાત, રાજ્ય તજવાની ન કરઈ વાત;
હું લોટો સુત મોટા બહુ, રાજ્ય ઋદ્ધિ તે લેસ્યે સહુ. ૯૬
કોણી કુપુત્ર વિચારઇ આપ, એ મુઝ રાજ્ય ન આપઇ બાપ;
એક દિવસ છોછેં છલ લહી, શ્રેણીકરાયનઇં બાંધ્યો સહી, ૯૭
લેઈ ધાલ્યો કઠપ જરમાંહિં, નાડિ પાંચસઈ મારઇ ત્યાંહિ;
લીધું રાજ્યતણું ઘરસૂત્ર, જગમાંહિ કોણી હુઓ કપુત્ર. ૯૮

---

[1] આંબો.

હસ્યાપુત્ર ઘરિ જન્મયા થકી, જેનગ વાજીયા તે બહુ સુખી,
કુપુત્ર મુંડા સિરિ ધિક્કાર, જે સુત ઘઈ પિતાનઈ પ્રહાર. ૯૯
દરયાપુત્ર જનમ્યાસ્યઈ માઝ, ગોકવીસ કુલની ખોઈ લાજ,
તસ ઉચ્ચાથી મરણ મનાય, જે પાપી દૃખ દેતો તાત. ૧૦૦
દુખદાઈ પ્રાણી કહાવાય, એકદીન ભોજન કરતો રાય,
લઘુશક્ર નિજ ખાનિ કરઈ, ભોજન થાલ તિહા છાગઇ ભરઈ ૧
બાલક ચરિત્ર તે દેખી કરી, કુમારરાય બહુ હરખજ ધરી.
તવ બોલી પોતાની માય, સાભલિ સુત કહુ પૂરવ ન્યાય ૨
તુ મુઝ ઉદરિ આવ્યો જસ્યઈ, ધણીમાસનો ડોહલો હુઓ તસ્યઈ,
જવ જનમ્યો તવ હિઇવિચારી, મિં નાખ્યો તુઝને ઘરબારિ ૩
તુઝને દેખઇ તાહરો તાત, મંદિરમા લેઇ આવ્યો નાથ
મુઝને બહુપરિ ઠપકા દીઓ, તુઝને પ્રેમકરી પાલીઓ ૪
તુઝ ઉકરડઇ નાખ્યો જ્યાહિ, કુકડો આગુલિ કરડે ત્યાહિ,
તે પાનીનઈ પરૂ વહઇ, ધરઇ તાતમુખિ રોતો રહઇ ૫
સ્વામીનઇ મનિ સુગ ન થાય, ઇમ ઉછેર્યો કોણીરાય
દેખી નિજ સુતનુ માતરૂ, તુ હરખઈ તો હુ શુ કરૂ. ૬
માત વચનઈમ સુણી અપાર, કહઈ મુઝ જીવિતસિરિ ધિક્કાર,
એણીપરિ મુઝ ઉછેર્યો આપ, તે કઠપજરિ ઘાલ્યો બાપ ૭
પરૂભરી ચાખી આગુલી, તેહને નાખી માર વલી,
સહી હુ દુરગતિનો ભજનાર અધમ ગોનિ હોસ્યઇ અવતાર. ૮
હુ પાપી હું જગમાહિ દુષ્ટ, શ્રેણિક તાતને દીધું કષ્ટ,
ખિત્રી કુલની ખોઈ લાજ, સહી ધિક્કાર પડો મુઝરાજ. ૯
રાજઋદ્ધિ સહુ એહની સહી, ઉઠ્યો રાય અસ્રુમુખિ કહી,
લેઇ કોહારને ચાલ્યો વહી, બાળુ પજર કાહુ તઇ. ૧૦

શ્રેણિકરાય દિન પહિલો જસે, પૂરવ મિત્ર એક તેડયો તસે,
કર્મકથા તસ માંડી કહી, નાંડી માર ખમાઇ નહી ૧૧
તેણઈ વિપ આણીદીઇ પ્રધાન, જાણ્યું તે દીઉ જીવિતદાન,
રાયતણું દુખ હઇડઇં ધરી, તાલવિખ દિઉ છાનું કરી. ૧૨
જવકોણી દીઠો આવતો, તવ શ્રેણિક હઇઇ ધ્રુજતો,
એ સહી મુઝ મારે કોઠાર, ખમ્યો ન જાઇ એવડો પ્રહાર. ૧૩
તેણઈકારિણિ શ્રેણિક નૃપ તિહા, તાલવિખ દીધું મુખમાહિ,
મગધદેશ નૃપ મરણિ ગયો, પહિલી નરગિ નારકી થયો. ૧૪
ભૂપતિ પંજર ભાગી કરી, શ્રેણિક તાત કાઢયો કરિધરી,
બોલાવ્યો નવિ બોલિં જસેં, કોણીરાય દુખ ધરતો તસે. ૧૫
પશ્ચાત્તાપ કરઇ નૃપ આપ. પિતા હણ્યાનુ મોટું પાપ,
મિં કીધુ મોટુ કુકર્મ, ક્ષત્રીય કુલનો ખોયો ધર્મ. ૧૬
અસ્યુ કહઈ રોઇ દુખ ધરઈ, શ્રેણિકરાય નર મૂઓ સિરે,
સુણી દ્રષ્ટાંત વિચારિ ખરૂ, કારણ તે તાપસ નોતરૂ, ૧૭
તેણે કારણઇ પૃથવીનો રાય. વિવેક નચૂકઇ એકુ ઠાહિં;
વિનય ઘણો બહુ આદર કરી, તેડ્યા આહમી ઘરિઘરિ ફિરી. ૧૮
વલી દુર્બલની ચિંતા કરઈ, ભૂખ્યો કોઈ ન જાઇ સિરઈ,
શત્રુકાર મંડાવઈ સાર, રાંકો કોરા આપઇ આહાર. ૧૯

## દુહા.

આહાર અન્ન આપઇ સહી, ભૂખ્યો કોઇ ન જાઈ,
પૂરોધર્મ આગધિતા, ચ્યાર નામ નૃપ થાય. ૨૦

## ચઉપઇ.

વિચારચતુરમુખિ પહેલુ નામ, રાજઋષિ બીજું અભિગમ
જીવિતાગનિં નૃપ બિરૂદ વહઈ, જીમૂતવાહન સહુકો કહઇ. ૨૧

એવડુ સિરૂદ લહઇનૃપ જસે, ઘણા દિવસ વોલી ગયા તસે,
બાહડદે અબડદે જેહ કાનઈ સર્ગ પહુતા તેહ ૨૨

ત્રિહુ બંધવ હુઓનૃપ વૃદ્ધ, તપ તેજે ને વરે પ્રસિદ્ધ
ચિંતાતુર હુઓ નરનાથ શ્રીગુરૂને કહઈ સુણો મુઝ વાત ૨૩

પુણ્યઇ તુઝસરિખો ગુરૂ લહ્યા પણિ મુઝમે સુતનવિ થયો
તેણે ચિંતા અતિહુઇ આજ, કહો સ્વામી કુણ ભુગના રાજ ૨૪

શ્રીગુરૂ વચન કહઈ મુખિ ભલ, પુત્રીનો સુત પ્રતાપમલ
રાજજોગિ દીસે છઈ તેહ જેહસ્યૂ તાહરે સબલ સ્નેહ ૨૫

અસી વાત મુખિ હેમે કહી બાલચંદ્ર ચેલેં તે લહી
અજયપાલનિ જઇ કહ્યુ તેહ, કુમારપાલ ભત્રીજે જેહ ૨૬

બેહુ થયા તિહા એકઈ ચિત્ત, ગછભેદ તવ થયો અત્યંત,
હેમપખિ હુઓ રામચંદ્ર અજયપાલ પખિ બાલચંદ્ર ૨૭

દિનદિન વયર વધતુ જાય, બાલચંદ્ર ડસિ મનમાહિ
છલ જૂઈ મુખિ કૂઓ લવે, ગુરૂઉપરિ ભૂડુ ચિંતવે ૨૮

ભાગુ મન ગુરૂચેના તણુ, શ્રાવક વ્યગ્ર થયા અતિઘણુ
સંપ વિના ગચ્છકિમથાવસ્યે, ઉપહાસ તિહા શૈંપ થાયસે ૨૯

સંપ વિના એ સ્યુ ઘરહાટ, સંપવિના નવિ શોભઇ વાટ
સંપવિના નવિ ચાલઈ રાજ, સંપ વિના વિણસઈ શુભ કાજ ૩૦

સંપ વિના સ્યો બંધવતાત સંપવિના સી ભગિની માત
સંપ વિનાતો સ્યો ગુરૂશિષ્ય ખિણખિણ પાતગ બધઇ લક્ષ્ય ૩૧

જો સંપ નહી કૌરવ પાંડવ, તો તેહના કુલના ખય હવા
રાવણ છાંડ વિભીષણ સાથિ, ખોયૂ રાજ્ય ગઈ લંકા હાથિ ૩૨

કોગી હ ાનિ ન સ્યુ વિઢ, ઇમ કેસો ગોવિંદનઈ નડઈ,
સંપવિના નવ નહોઇ કા ગુરૂચેના ચડભડના સદા ૩૩

### દુહા

ગુરૂ ચેલા નીતિ ચડભડઈ, બેહુમા ન્હાડો નેહ,
બાનચદ્ર છવ જોયતો, શિષ્ય કુશિષ્ય હુઓ તેહ ૩૪
આગિ શિષ્ય કુશિષ્ય બહુ, પેખો પચ સઝાય
ગગાગાર્ય તણા દીખીઆ અવગુણ બહુ તસમાહિ ૩૫
ઓના તો બોરે નહીં, કહ્યુ ન માને ક્રેય
મધૂરે વચને માગતા, ઝડકી ધાઇ સોય ૩૬
ગુરૂ કહઇ બાપ પાણી તણો, મુઝ પગિ દેના કાપ
શિષ્ય કહઇ સહી અત્યારમા પાણી દીઈ તુઝ બાપ ૩૭
વલી વિનય કરી ગુર કહઈ, લાવો રાધી ભાત
વનતુ શિષ્ય મુખિ ઈમ ભણે નિત પધાની વાત ૩૮
સધના શિષ્ય સરિખા સહી હુકો તે તેર હાથ,
ગુરૂ સાહમા બોનઇ ધસી મર્દિ જસ્યા વિશુનાથ ૩૯
મિલ્યા કુશિષ્ય એ પચ મહે છમ પાપી ગોસાન
સ્વામી વીર છણુદને, જેણે કીધો પરજાન ૪૦
બાલચદ તેહવા સહી, મિલીઓ પાપ પસાય
હેમસૂરિદ ગુરૂ છવતા, ગચ્છ બે બહુ થાય ૪૧
છન જૂઇ છાનો ફિરઈ, ગગાધ્યાની મતિમદ,
એણે અવમરિનિદા બોલીઓ, સ્વામી કુમરનિરદ ૪૨

### ઢાલ

#### ચઉપઇ

બોલ્યો સ્વામી કુમરનિરદ, વંગે તેડો હેમસૂરિદ
વધા પોગિ પુણ્ય બહુ સહી એમ ક્રમ મનમાહિ રહી ૪૩
મોટા બિબ પ્રતિબ કાજ, તેહની ઇહ ૧ થઇ મુખ અજ
વેગિ સ્વામી પ્રતિષ્ઠો બિબ ધમ કાર મ કરો વિલબ ૪૪

મહુરત સાર ગ્રહી તન ત્યાંહિ, ઉઠ્યા માડ્યો પારણું માંહિ,
કનક રત્નમણિ રૂપા તણા, બિંબ ભરાવ્યા ભૂપિ ઘણા ૪૫
પીતલ કાષ્ઠ અને પાષાણ, કીધા બિંબ તે માન પ્રમાણ
બિંબ પ્રતિષ્ઠા કરતો સાર, કનક કોડિ વ્યય કરત અપાર ૪૬
સંઘ ચતુર્વિધ જગમાં સાર, ભૂપતિ ભગતિ કરઇ અપાર
વેદ મુદ્રિકા શાલૂ સાર, ચીર પટોળા ન લહે પાર ૪૭
પાગ સામટુ નિ ધાબડી, દીઇ કમાય અનિ પાવડી,
કાંબિ પરગડું ઇમ જનધાર, ભોજનભગતિ તિહાં કરઇ અપાર ૪૮
એણીપરિ લખમીનો વ્યય કરે, ભોગ મંડપ ઘાલ્યા સિરઇ,
દીપક તોરણ દીપક બહુ, ચિત્ર ચંદરૂઆ નિરખઇ સહુ ૪૯
પવિત્ર પીઠિકા તિહાં એક કરી, જીન પ્રતિમા તે ઉપરિ ધરી,
સનાત્ર મહોત્સવ શ્રાવક કરઇ, સુકૃત ભંડાર તે પોતે ભરઇ ૫૦
ભોજન વેળા મુહુર્ત જસે, આહાર આચાર્ય બેઠા તસે,
બાલચંદ્ર ઘરી ઉપરિ ઠવ્યો, અજયપાલ તિહાં આવી લવ્યો ૫૧

સ્વામી મુહુર્ત્ત વેલા થઇ, અજન હેમ કરે ગહગહી,
પ્રતિમા સકલ પ્રતિઠ જસે, ભીમ વાણીઓ આવ્યો તસેં. ૫૭
હાથિ પ્રતિમા પીતલ તણી ધાયો વેગે નિજ ગુરૂ ભણી,
સ્વામી બિબ પ્રતિષ્ઠા કરો, રોગ શોક જીમ જાઇ પરો. ૫૮
હેમસુરિ બોલ્યા ગહગહી. શ્રાવક મુહુર્ત્ત વેલા ગઈ,
એણે વચને ભીમો થયો દીન, ધીગ ધીગ માનવ હુ પુનિ હીન. ૫૯
પૂણ્યે હીણો ખેતી કરઇ, બલદમરે સુકવણુ પડે,
પુણ્યહીણુ ભોજન શુભજમઇ, કે નજરઇ કે પાછુ વમઈ ૬૦
તિકુ પુણ્યહીણો નર સહી, મનની ઇચ્છા મનમા રહી,
ભલા મનોરથ સહુને ગમે, પુણ્ય વિના મનમા સમેં. ૬૧

## કવિત્ત.

મન જાણઇ મયગનઈ ચહુ, હયવર પાય પરહુ;
પોઢુ પલગ પાલખી, અમૃત આહારતો ભખું.
સ્ત્રી આવી લાગુ કઠિ, મોહોલિ'માહિ કર વાસ,
ઉચ્ચ વસ્ત્ર તે અગે, ચદન બાહરમાસ.
પૂણ્ય તો પોતે નહી આતમ તો ઇચ્છઈ ઘણુ;
કવિ ઋષભ કહઇકિમ પામીઇ, [૧]પુણ્યહિણુ પોતાતણું. ૬૨

## કવિત્ત.

મન જાણઈ મહીલા વરૂ, નરપતિ થઈ નવખંડિ,
સીસ છત્ર ચમરહ ચ્યાર, ચહુ તો ચચલ સંઢિ.
કુસુમ બોહોલા સિસિ, નાટક નીતિ નીરખી જઈ,
આય વઠિ' અતિ ઘણો, ગહદ વસ્તુ મોહવિ મેવિ જઈ
પુછી કાજ સહુકો કરઈ, સુખ મન ચિતિ ઘણુ,
ભીમ કહે કીમ પામીઇ, પૂણ્ય નહીં પોતાતણુ. ૬૩

૧ દશા નહિ

## દુહા.

પુણ્યવંતા નર તે સહી, મનોરથ [1]ઉત્તમ ફલંત;
પુણ્યહીણુ પ્રાહિં વલી, વાંચ્યાં તે ન મિલંત ૬૪
મનમાં ઇછા બહુ કરઇ, કરી ન શકે શુભ કાંમ;
સુપુરૂષ કાજ સઘલાં કરઈ, રાખેં મુખની માંમ. ૬૫
દાંન શીલ તપ ભાવનાં, કીધાં કાંચન બિંબ;
શ્રીજીન ભવન કરી ગયા, રહ્યા તે કીરતિ થંભ. ૬૬

## કવિત્ત.

પ્રથમ પોહ્ન બિંબ, ભલઇ ભાવ ભરાવ્યા;
ઉતુંગ ઉંચ્ચ પ્રાસાદ, જીન ઉછવ કાજ કરાવ્યાં,
સેત્રુંજગિરિ તિરથ જઇ, દાંન સુપાત્રહ દીનો;
દીન ખીન ઓલખી. અન્ન ઉધારી કીનો,
સત્ય શીલ તપ તપ્યો, પુણ્યશીલ પ્રભાવના;
ભીમ કહે નર તે સહી, આપ્રી વપરી ધાનના. ૬૭

## દુહા.

ધાન તણાં વપરી સહી, ભીમ કહઈ સુખિં આપ;
સુકૃત સોય નીધું નહી, ઉદર ભર્યું કરી પાપ. ૬૮
મુનિવર મુખિ એ તુ સુંણ્યુ, જેહનું શ્રાવક નાંમ;
કર્મે યોગિં નિધન હુઓ, તોહું કરઇ દો કાંમ ૬૯
પ્રતિમા પીતલ કાષ્ટની, સોય અંગુષ્ટ પ્રમાંણ;
દેવલ સોય કર એકનુ, શ્રાવક સોય સુજાણ ૭૦
અસ્યું વયન શ્રવણે સુંણી, લીધી પ્રતિમા એક;
આવ્યો અંજન કારણિં, પણિ શિર ઉપો લેખ. ૭૧

---

[1] તમ.

## ચઉપઈ.

અસ્યાંવચન નર ભાખઇજસિં, ગુરનેં કરણા આવી તસેં;
દેખો શ્રાવકનો અતિરાગ, આલસ કર્યાનો નહિ લાગ ૭૨
અસ્યું વિચારી હઇડા માંહિં, હેમે ચેયો તેડચો ત્યાંહિ;
મૂહુર્ત્ત છાયા છઇ કાંઇ છતી, બોલ્યો બાલચંદ્ર તવ યતિ. ૭૩
સ્વામી હવડાં મહુર્ત્ત ખાર, કહતાં ચૂકો પહિલીવાર,
હેમેં નિરખી જોયું જમે, ભદ્ર મુખિં મૂરત પડયું તમેં. ૭૪
હાથ ઘસઇ મુનિ બેઠાં ત્યાંહિં, ખિણ ખેદ હુઓ મનમાંહિં;
દુસમન ચેલો મઈ નવિ લહ્યો, સાપ થઇ નઈ સાંમો રહ્યો. ૭૫
અગ્નીસાપ જલ સ્ત્રી હથીઆર, મ કરો ચોર તણો પતીઆર;
દુસમનથી બીહનો નવિ રહે, તે દુખ જગમાં સઘળું લહે. ૭૬
દુસમન ચેલો માહરો જેહ, ધર્મ મિત્ર કરી જાંણ્યો તેહ;
વયરીનો આંણ્યો વિશ્વાસ, પાડયો મુઝ માડી મૃગ પાસ. ૭૭
હું જગમા મોટો નિરબુદ્ધ, માંજારીઅ ભલાવ્યુ દુધ;
વન ભલાવ્યું જે વાંનરાં, તે માનવ જગિ મૂરખ ખરાં ૭૮
હું મુરખનેં હું અજ્ઞાન, અંતકાલ મુઝ નાઠી સાંન;
દુસમન તણઈ ભલાવ્યું કાંમ, લાહાબો ભખી મુખ કીધું સ્યામ. ૭૯
કેતુ એક દુસમન માંહિં કરું, ધર્મ કાજ હવઈ આદરૂં;
અવસ્ય ભાવિ પદારથ જેહ, દૈવે ટાલ્યો ન ટલિં તેહ. ૮૦
જીનવરેં જીવ દયા પ્રતિપાલ, સમો શરણિં બાલઈ ગોશાલ;
બ્રહ્મદત્ત નયણાં ગયાં નીકળી, અવસ્ય ભાવિ પદારથ વળી. ૮૧
નીચ કુલિં ગતિ જીનવર થઈ, વીર દેશના નિષ્ફલ ગઇ;
ચંદ સૂરજ મૂલગેજ વિમાંન, અવસ્ય ભાવિ પદારથ માંન. ૮૨
ચરમેંદ્રો હુઓ ખિણખેદ, મલ્લી નાથ પામ્યા સ્ત્રી વેદ;
યુગલ નારકી હુયા જેહ, અવસ્ય ભાવિ પદારથ તેહ. ૮૩

એક સમે એકસોતે આઠ, ઉત્કૃષ્ટિ દેહી સિદ્ધિ ગતિ વાટ,
અસંયતિ પૂજાણા બહુ, અવસ્ય ભાવિ પદારથ સહુ. ૮૪
અમર કંકાનગરી હુઓ હેવ, શંખઈ શંખ મિલ્યા વાસુદેવ,
એમ નોહિ એ કેમ હવ્યુ, અવસ્ય ભાવિ એહનેં સભવ્યુ. ૮૫
શ્રીજીન સ્વામી વિચરઈ જીહા, મારી ન મરગી ઇત ન નિહા,
વીર વિચર્યા રાજગૃહી જસે, મહિષ પચરણે મારિ તસે, ૮૬
તો અતિશય ચોતીસ ન ગયા, પાત્રીસ ગુંણ્ય વાણીના રહ્યા,
અવસ્ય ભાવિ પદારથ વલી, તે ટાલી ન સકઈ કેવલી ૮૭
તો હું હેમ કહઈ સુ કરૂં, ફોકટ દુખ હઇઆમા ધરૂં,
ખિણુ ખેદ હવુ ગુણુ કાજી, હેમઈ ચિંતા કીધી ત્યાજી. ૮૮
એમ મન વાલી અજન કરઇ, ભીમા હાથિ જીનપ્રતિમા ધરઈ,
તુઝ ઘરિ ઋદ્ધિ ભરાસ્યઇ મહી, પુણ્ય કાજ કરજ્યો ગહગહી ૮૯
અસ્યુ કહી મુનિ હેમસુરિંદ, વેગે તેડ્યો કુમરનિરંદ,
જીન મદિર પ્રતિમાનો ભગ, છઠિ માસિ વિણુમઇ તુઝ અગ ૯૦
હેમ(આયુ)વચન અવ્યુ હુ કહું, તેણુઇ દુખિં નવિ રોઉં રહું,
પણિ મુઝને બીજુ દુખ બહુ. તુહ્ય જાતે શ્રેય જાસેં સહુ. ૯૧
કુણુ કરસ્યઈ પસુઆની સાર, કેહીપરિ હોસ્યઇ મુનિવર વિહાર,
તીર્થ માત્ર શુભ કરણી જેહ, તુહ્ય જાતે ભીદાસઈ તેહ ૯૨
એક છત્ર જઇનમઇ રાજ, કોડિ બદ્દ હુઆ શુભ કાજ,
જીનપ્રતિમા જીનભવન અપાર, કુણુ કરસ્યઇ હવઈ તેહની સાર ૯૩
સાધુ સાધવી શ્રાવક જેહ, કુણુનેં દુખ જઈ કહઇસ્યઈ તેહ,
પૌષધમાના પુણ્યના ઠામ, તુઝ વિણુ વણુસઇ ધર્મના કામ ૯૪

દૂહા.

ધર્મકાજ વિણુસઈ સહી, નૃપ જાતા પરલોક,
હેમ કહઇ તેણુઈ કારણુઇ, હુ મનિ ધરતો શોગ. ૯૫

ઢાલ

રાગ-ત્રીપદીનો

આસ્યા વચનસુણીયાજ રકાનિ, મન વચન કાયા શુભ ધ્યાનિ,
નૃપ વરસે બહુ દાને, હોરાજના નૃપવરસેઅંહુંદાને આ ૯૬
આરાધના કરઈ દસહ પ્રકાર, અતિચાર આને નત બાર,
ખામણુ કરઈ તેણીવાર હો-રા ૯૭
વોસરાવઇ નૃપ પાપ અઢારો, તેહનો તુઝ ભાખુ અધિકારો,
સુણુજો પાપ વિચારો-હો-રા ૯૮

દૂહા.

પાપ વિચાર [1]વલી કહુ, જેહથી દુખ અત્યંત,
તેહ મારણિ પાતગ તજે ર મમ હણુજ્યો જંત. ૯૯

ઢાલ

રાગ-કેદાર ગોડી-સુર સુંદરીનો-એ દેશી અતી દુઃખ દેખિ કામની-એ દેશી

પ્રાણઘાત તે નવિ કીજીઇ, અલીવચન તેમ ન ભાખિ,
પરધન દેખી પ્રાણીઆ, વલીતુ મનરે નર થીરથ્રી રાખિ ૧૦૦
ઉત્તરતે ચોગતિ મોઝારિ, તેણે રામો નિ મન હારિ,
પ્રાખિ પાપ અઢાર નિવારી, પ્રાગ્ણીડા ભાઈ! આપઈઆપ વિચારી,
હો પ્રાણીડા આચરી ૧
સ્ત્રી સંગ સેવા ગમીઈ, દ્રવ્ય તણી મૂર્છા જેહ,
અતિક્રોધ મનથી મુકીઇ, સુખ લહીઈ આનમ દેહ-હો પ્રા ૨
અતિમાન માયા પરિહરો, ટાલજ્યો ત્રિવિધે લાભ,
મોહમસ્ત સુખ નવિ જોઈઈ, જેસુગતિજાતાકરઇ ખોભ-હોપ્રા. ૩

---

[1] વવરી.

દ્વેષ કલહ તે નવિકીજઇ દીજઇ નહીં જ કલંક,
ચાડી તે ચિત્ત નિવારજે, તુ તોહો જોગેમનમાહિ સુશંક હોય॥ ૪
રતિ અરતિ તે પરહરે, પરતણા અવરણવાદ
માયા મૃષા તે નવિ બોલીઇ, નવિકીજઇરેમિથ્યાતનિમાદ રે પ્રા ૫
દશ આઠ પાતક ઓલખી વારતો આતમ આપ
મિચ્છા દુક્કડ તે દેઅતો, જે લાગારે ભવિભવિપાપ-તો પ્રા ૬

દૂહા

પાપ અઢાર આલોઅતો, કરતો આતમસાર,
પાપભીરૂ પ્રાણી નર, શરણ કરઇ તિહાં ચ્યાર, ૭

ચઉપઇ

ચ્યાર સરણ મનમાહિ ધરઇ પહિલુ સરણ અરિહંતનુ કરઇ,
અરિહંત તે હણતા કર્મઆઠ, જે પામ્યા પંચમગતિ વાટ ૮
જેહના અતિશય છે ચોત્રીસ વાણીગુણ જેહને પાંત્રીસ,
દોષ અઢાર રહીત ભગવંત શરણ કરઇ એહવા અરિહંત ૯
બીજુ શરણ કરતો સિદ્ધતણુ અનંત સુખ જસ વર્ણવ ઘણુ,
અનંતદર્શન જ્ઞાન અનંત અનંત વીર્ય સિદ્ધને સહિત ન ૧૦
ત્રીજુ સરણ કરતો સાધુનુ સમકિતસીન શુદ્ધ જેહનુ
પંચ મહાવ્રત પાલણહાર પંચસુમતિ ત્રણ [1]ગુપતિજ સાર ૧૧
ચોથુ સરણ કરતો ધર્મનુ, જ્ઞાની સરૂપ કહ્યુ તેહનુ
જીવઘાત અનિ ચોરી નહીં પરદારા જીન વારઇ મહી ૧૨
અસ્યા સરણ ચ્યારેમનિધરે, દુકૃતતણુ નિંદેવુ કરઇ
પ્રાણઘાત અનિ ચોરી જેહ પરનારીના પાતક તેહ ૧૩
પાપિ પરિગ્રહી મેલ્યો લક્ષ ખાવો અનંતકાય અભક્ષ
પાપ નિપજાવિ કીધો આપ, લાગા અનર્થદંડના પાપ ૧૪

---

૧ વિચાર.

સામાયક પોષધ વ્રત ભંગ, નિંદુ પાપ કર્યાં અસંગ;
દેતાં દાન કર્યું અંતરાય જે મેં દુહવ્યા માતપિતાય. ૧૫

થાપણ મોસો કુડકલંક, ખુતો પ્રાણી પાતગપંક;
આસાતના જે કીધી ઘણી, અરિહંત,સિદ્ધ,મુનિ,ધર્મહ તણી ૧૬

જ્ઞાન દર્શન નેં ચારિત્ર સાર, આશાતના કીધી બહુવાર;
આચાર્ય ઉઝવાય નેં યતી, આસાતના તિહાં કીધી અતિ. ૧૭

સાધુ, સાધવી,શ્રાવક, શ્રાવિકા, ૩લઇ જીવ આસાતનાથકા;
દેવી, દેવ, જીન પ્રતિમાં તણી, આસાતના કીધી જે ઘણી. ૧૮

ઇહિલોક પરલોકહ પંથ, આસાતનાથી બારે જંત;
આભવ દુઃકૃત નિંદુ આપ, આલોઉ પૂરવભવ પાપ. ૧૯

ભવભવિં પાતગ લાગિં જેહ, કુમારપાલ નૃપ નિંદઇ તેહ;
પરવિં જીવ એકેંદ્રીમાંહિ, તરૂઅર લોહહુઓ વલી ત્યાંહિ. ૨૦

લોહતણાં હુઆં હથીઆર, પશુનર કહિ તેહની ધાર;
પાપો પગરણ હુઆં વલી જેહ, આગુઈભવિં વોશરાવું તેહ ૨૧

કાપી તરૂઅર સુલી કરી, વાહણ યંત્ર ઘાણી થઇ ફરી;
ઉખલ મુશલ દેહ અધિકરણ, નૃપ વોશીરાવઇ રાંની મરણ. ૨૨

વોણુ જાતિમાંહિં ઉપનો, તેહનેં તણો સુત્ર નિપનો;
તેહનાં પાસાં ગુંથ્યા જાલ, તે વોશીરાવઇ નર ભૂપાલ. ૨૩

ભમતાં જીવ થયો સુરસાર, તિહા મે કીધો ભોગ અપાર;
પસુ પુરૂષ બાલક સ્ત્રી છલ્યાં, ને પાતગ આલોઇં ટલ્યાં. ૨૪

પરમાધામી સુર હું થયો, પાપ કરતો ભવ મુઝ ગયો;
મારી વિંધ્યા બાલ્યા નારકી, કાપી જીવ કર્યાં તિહાં દુખી. ૨૫

કર્મે યોગઇ હુઓ નારકી, વઢયો સબલ તિહાં ક્રોધ રાખી;
શસ્ત્ર બાંણ વિકુરવી ફરી, છેદ્યા નારકી ક્રોધ ભરી ૨૬.

સંયમ યુક્તા સત્યરે; કાયા મન વચન.
મુનિવર થિરકરી રાખનો એ; ૫૦
સીતાદિક પરિસહરે, મરણાંત ઉપસરગ.
સોય ખમઈ ઋષિરાજીઓએ. ૫૧
ગુણ સત્યાવીસ એહરે, હું પણિ અનુમોદું;
દેશવિરત તિર્યંચ તણી એ. ૫૨
શ્રાવકના વ્રત બારરે, હું પણિ અનુમોદુ:
ગુણગાઉ મુનિવર તણાએ ૫૩
દેવનું દેવપણું અરે. હું પણિ અનુમોદું;
ભગતિ કરઇ સાસન તણી એ. ૫૪
જીવ નારકી પાસરે, સમકીત છે ભલું;
હું અનુમોદું તે સહી એ. ૫૪
હવઇ સેસ જે જીવરે, એહથી અન્ય વલી;
હું અનુમોદું તેહનું એ. ૫૬
દાંન રૂચિ ગુણ જેહરે, હું પણિ અનુમોદું;
વિનય ભલો જસ એહમાં એ. ૫
અલ્પ કષાઇ જીવરે, પરને ઉપગારી;
ભવ્યપણું અનુમોદીએ એ. ૫
જીવ દયાલુ જેહરે, દાખિણી દેહમાં,
પ્રિયભાંખી અનુમોદીય એ. ૫

પૃથિવી કાયમાંપઈડો સહી, તિહાં મુઝ દેહની પ્રતિમા થઇ.
જલનોજીવ હુઓ ભૂપાલ, નિહાં પ્રતિમાને હુઇ પખાલ; ૬૨
અથવાપાત્રતણુઈમુનિનીર, ને અનુમોદું આપ શરીર;
પુણ્યકાજ હુઇઅગ્નિહકાય, તેહથી ધૂપ જીનવરનેં થાય. ૬૩
વાઉકાય વસ્યો મુઝજંત, તેહથી સાતા મુનિજન સંત;
ચંપક જાય અને કેવડો, જીન મસ્તગિં ચઢતાં ગુણવડો. ૬૪
એ ભવિ ભમતાંવાર અનંત, ધર્મોપગરણ દેહનું હુંત;
હુ અનુમોદું તે પણિ સહી, ભલી ભાવના રાખું વલી. ૬૫
જીવઇ ભમતાં ચઉગતિ લહી, સઘલ વેદના તિહાં પણી થઇ;
અસ્યું વિચારી થિર મન કરઇ, એહવી ભાવના હઇડઈં ધરઇ. ૬૬
આરાધના અણુસણુરૂપ ધરઇ, જેહથી શિવ ગતિ સુરગતિ વરઇ;
ભૂપ ઓલખઈ આલમ મરણ, રાખિં મનિ નવકારજ સરણ. ૬૭
અડસઠિ અક્ષરનો નવકાર, એકસઠિ અક્ષર તિહાં લઘુ સાર;
ભારે સાતને નવપદ લહું, આઠ સંપદા તેહની કહું. ૬૮
સાત પદે થઇ સંપદા સાત, આઠમ નવ પદની કહું વાત;
બેહુ પદ થઇ એક સંપદા, એ નોકાર ગણો તુહ્મ સદા. ૬૯
ન કદિનાં નિર્મલ હોઈ આપ, ટાલઇ સાત સાગરનું પાપ;
આખુંપદ ઇછાઈ ગુણઈ, પચાસ સાગર પાતગ હણઈ; ૭૦
આખો જે ભાખઈ નવકાર, તેહના પુણ્ય નણો નહી પાર;
પંચ સહ્યાં સાગરનુ કહું, પાતગ સહી તેણઈ અપ હર્યું. ૭૧
વલી કેહવો છઇ શ્રીનવકાર, દુખ ટાલઈ સુખ દીઈ નીરધાર;
સોસઈ સંસાર રૂપ ઉદધી, સુખ તરૂઅર તસ ફુલઇ વધી. ૭૨
એહનો જગમાં શ્રીનવકાર, કામ કુંભ અમૃત પેં સાર;
કાંમ ગવિ ચિંતામણી સમો, શ્રીનવકાર સુરતરૂ અભિનવો. ૭૩

રાજ ઋદ્ધિ પામ્યા ઓ સાર, સુરના ભોગ અનતીચાર.
પણિ જગિ દુલહો શ્રીનવકાર, જે ઉતારે પેલે પાર. ૭૪

ઇહ લોકિં સુખનો દાતાર, શિવકુમારનો સુણો વિસ્તાર,
રત્નપૂરીજ વસઈ વાણીઓ, યશોભદ્ર શ્રાવક જાણીઓ ૭૫

શિવકુમાર નર તેહનો પુત્ર, તેણે નવિ રાખ્યુ ઘરસૂત્ર,
સાત વ્યસન સેવે દુર મતિ, ધર્મ, દેવ, નવી જાણઇ યતી ૭૬

ચારો પુત્ર ધરિ વાધઈ જસે, યશોભદ્ર ધરડો હુઓ તમે,
અંત સમય જવ તેહને થાય, પુત્ર પિતા નઈ પાગિ જાય. ૭૭

સ્વામી શિખ દીઓ કહો કામ યશોભદ્ર નર બોલ્યો તામ,
શિવકુમાર સુત એતુ કરે, શ્રીનવકાર સદા મનિ ધરે. ૭૮

અસ્યુ કહી શુભગતિ લહઇ સાર, મનવિણ સુતે શિખ્યો નવકાર,
અનુક્રમઈ દિન કેતા જાય, ધન ખાધુ ને નિર્ધન થાય. ૭૯

તામ ત્રિદંડી મિલીઓ એક, નામી સિરસ ને કર્યો વિવેક
સ્વામી લખમી જોઈઈ આજ, સોય કહઇ તુઝ સારૂ કાજ. ૮૦

કાલી ચઉદસનો દિન જસઈ, મરતગ એક અણાવ્યુ તસઈ,
લેઇ ગયો સમસાન મઝારિ, મસ્તગ હાથિ દિધી તરૂઆરી ૮૧

કુમરતણે કહઇ કહ્યુ અછો, મરતગ પાગ ઉતારયો તછો,
મન જાપ કરૂ એકલો, જીમ એ પુરિસો થાઇ ભલો ૮૨

અસ્યુ વચન જવ જોગી કહઈ, નિશ્ચલ મન નરનુ નવિ રહઈ,
મકરે પડીઓ જાણ્યુ જમે, શ્રીનવકાર સભાર્યો તસેં. ૮૩

ત્રિદંડીઓ આરાધઇ મંત, સબ ઉઠી ધાઓ કરત
નવપદ સાથિ નગાવઈ મડઇ, ફરી મરતગ પાછુ પડઈ, ૮૪

મંત્ર જમાડ્યો બીજી વાર, પડઈ ભૂમિ કરવા જાઈ પ્રહાર.
ત્રિદંડીઓ પૂછઈ તેણીવાર, કરગો મંત્ર તુ જાપઈ કુમાર. ૮૫

કુમાઈ કહઈ નવિ જાણું કસ્યું. ત્રિવંડીઆ મન સાચું વસ્યું;
ત્રીજીવાર જગાવ્યો મંત, મસ્તગ' યોગીનઈ મારંત, ૮૬
પુરિસો સોય હુઓ અતિભલો, ખણિ ભૂમિ ધાલ્યો એકલો.
આવી નગર ધણીનઈં કહઈ, વલી વૃત્તાંન સુંણાવ્યો સહી; ૮૭
રાય કહઇજ્ન પુરિસો ગ્રહઈ, પુણ્યઈં પાંમ્યો સુઝ સ્યું કહઈં;
ભૂપતિ વચન શ્રવણેં સુણી, પુરિસો તે આપ્યો ઘરમણી. ૮૮
ખાઈ ખરચ્યઈ વસ્ત્ર પાર, પરતક્ષ ફલીઓ શીનવકાર;
અનુક્રમિં તેણુંઇ ચારિત્ર ગ્રહ્યો, કર્મ હણીને સુગતિં ગયો. ૮૯

## દૂહા.

સુગતિં ગયો નર તે સહી, ફલીઓ તમ નવકાર;
વલી જીનદાસજ વાંણીઓ, સુર કરતો તસ સાર. ૯૦
લેઇ બીજોરં આવીયો, મુખિં જપતો નવકાર,
બલરાજા તવ હરખીઓ, સકલ લોક જયકાર. ૯૧
તે જીનદાસ સુગતિં ગયો, આરાધી જીનધર્મ;
એક વલી સુધી શ્રાવિકા, ફવિઆં નવપદ પરમ. ૯૨
નામેં નારી શ્રીમતી, જપતી શ્રી નવકાર;
મણીધરની માલા થઇ, [1]તેહનો ગંધ અપાર. ૯૩
ઇમ અનેક સુખ [2]પાંમીઆ, ઇહિલોકે બહુ જંત;
પરલોકિં પ્રાણી ઘણા, પામ્યા સુખ અનંત. ૯૪

## ઢાલ.

રાગ ગોડી—એણીપરિં રાજ કરંતરે—એ દેશી.

આગેં હુંડિક ચોર રે, સો સુખ પાંમીઓ;
પરમવિ યક્ષ થયો ભલો એ. ૯૫

---

૧ સુગંધ ૨ સુખિયા થયા.

જેણઇ દીધો નવકાર રે, મિત્રિ જીણદાસ;
સોય પુરૂષ સંકટ પડયો એ. ૮
આવ્યો હુંડિક યક્ષ રે, શિલા તે વિકુરવી;
કહઇ ચકચૂર મથુરા કરૂં એ. ૯
ભૂપઇ જોડી હાથ રે, સ્વામી મગ હણો;
કહિણુ તુહ્મારૂં કીજીઇ એ. ૧૦
બોલ્યો સુર શુભ વાંચુરે, પૂરવ દિસિં જઇ;
એક પ્રસાદ કરાવીઇ એ. ૧૧
ભૂપિં માન્યું તાંમરે, ભવન કરાવીઓ,
હુંડીકરૂપ ઘડાવીઓ એ. ૧૨
ગજ ખંધી જીણદાસરે, ચામર ઢાલંતી;
મથુરામાહિ ફેરવ્યો એ ૧૩
કીધું તેહનું રૂપરે, હુંડિક આગલિ;
શ્રીનવકાર સુણાવતા એ. ૧૪
વાજઇ ઘંટા નાદરે, પુરજન રાયસ્યું;
ઉછવ કારણિં આવતાં એ. ૧૫
જસ વાંધ્યો જીણદાસરે, અને વલી હુડીકનો,
શ્રીનવકાર તણઈ ગુણે એ. ૧૬

દુહા.

શ્રીનવકાર તણઈ ગુણઇં, સુખ પાંમ્યો એક ચોર;
ચંડપિંગલ નામેં સહી, કરતો પાપ અઘોર. ૧૭
વસંતપૂર નગરી ધણી, જીતશત્રુ રાજા ત્યાંહિં;
રાણી ભદ્રાનો વલી, હાર ચઢિં નર ત્યાંહિં. ૧૮
કલાવતી ગણિકા તણઇ, ચોરઇ દીધો હાર;
તે પહીરી જવ નીકલી, નૃપ જાંણ્યો તેણીવાર, ૧૯

જેણઇ દીધો નવકાર રે, મિત્રિ જીણદાસ;
સોય પુરૂષ સંકટ પડ્યો એ. ૮
આવ્યો હુંડિક યક્ષ રે, શિક્ષા તે વિક્રુરવી;
કંઠિ ચકચૂર મથુરા કરૂં એ. ૯
ભૂપઇ જોડી હાથ રે, સ્વામી મગ હણો,
કહિણુ તુહારૂ કીજઇ એ. ૧૦
બોલ્યો સુર શુભ વાંણિરે, પૂરવ દિસિં જઇ,
એક પ્રસાદ કરાવીઇ એ. ૧૧
ભૂપિં માન્યું તાંમરે, ભવન કરાવીઓ,
હુંડીકરૂપ ઘડાવીઓ એ. ૧૨
ગજ ખધી જીણદાસરે, ચામર ઢાલંતી;
મથુરામાંહિ ફેરવ્યો એ ૧૩
કીધું તેહનું રૂપરે, હુંડિક આગલિ,
શ્રીનવકાર સુણાવતા એ. ૧૪
વાજઇ ઘંટા નાદરે, પુરજન રાયસ્યું;
ઉછવ કારણિં આવતાં એ. ૧૫
જસ વાંદ્યો જીણદાસરે. અનેં વેકી હડોકતો.

તસ્કર ગ્રહી સૂલી દીઓ, ગણિકા દીઇં નવકાર,
ભદ્રાકુખિ ઉપનો, પૂરંદર સોય કુમાર ૨૦
રોતો રહઇ વની તે નહી ગણિકા આની ત્યાહિ,
ચડપિંગલ કહી તેડીઓ, જ્ઞાન દેવુ ખિણમાહિ ૨૧
આગલિ બહુ સુખ ભોગવી, આરાધી જીન ધર્મ,
પુરંદર સોય મુગતિ ગયો, ટાલિ આદિ કર્મ, ૨૨
અનેક જીવ મુગતિ ગયા, શ્રીનવકાર ગણતા
રાજકુલિ રાયસિંઘ હવો, બીજ પુલિંદહ જંત ૨૩
નારી તેહની ભીલડી, ગણતી શ્રીનવકાર,
પદ્મરાય પુત્રી હવી, મુગતિ તણી ભજનાર ૨૪

મોક્ષતણો જે અરથી હોય, મધ્યમ અંગુલીએ ગુણઇ સોય;
બીજી ત્રીજી સંસારહ કાજ, ઋદ્ધિ રમણી તે આપઇ રાજ. ૩૩
એહવો જગમાં શ્રીનવકાર, કુમારપાલ નિત્ય ગુંણે અપાર;
આરાધના એ દસવિધ કહી, નિશ્ચલમનિં આરાધઇ સહી. ૩૪
શ્રાવક શુદ્ધ આરાધના કરઇ, બારમિં દેવલોકેં અવતરઇ;
જઘન્યથકી પહિલઇ સુર થાય, મધ્યમ ભેદ કહઇ જીનરાય. ૩૫
બીજા થકી આઠી ભવ કરઈ, ઇગ્યારમા લગઇ જઇ અવતરઈ;
યતી હોય તો મુગતિ જાય, જઘન્ય થકી પહિલઈ સુર થાય. ૩૬
મધ્યમ બીજઇ ભવ કરઈ, અનુત્તર વિમાન લગિં અવતરઈ;
તેણઇકારણિં આરાધના અસી, કુમારપાલ કરઇ ઉલ્લસી. ૩૭
દશ પ્રકાર આરાધના કરઈ, પાપ કર્યાં વદને ઉચ્ચરઈ;
અરિહંત સિદ્ધ સાધુની સાખિ, કહઈ રાય મન નિશ્ચલ રાખિ. ૩૮
પાપકર્મ સુર સાખિં કહી, આતમ સાખિં નૃપ નિંદઈ સહી;
એમ આલોતા પાતિગ જાય, ભારવહી પરિં હલુઓ થાય. ૩૯
લાજેં અભિમાને નવિ કહેં, જ્ઞાનમદે મનમાં સલ્ય રહે;
આલોઇ ન શકેં તે ગુરૂનેં, ચોગતિનાં દુખ હોસે તેહનેં. ૪૦
મરૂ સાપવિખ જે નવિ કરે, ભવસઅ મરણ દુખ તેહથી સિરે;
દુર્લભ બોધી તે નર થાય, અનત સંસારી કહઇ જીનરાય. ૪૧
તેણઈ કારણિં સમસ્યમમ મરો, રખે કોય નીઆણું કરો;
ઋષભદેવ જીનાદિક જેહ, નવઇ નીઆંણાં વારઈ તેહ. ૪૨

## ઢાલ.

કાયાવાડી કાંરમી–એ દેશી રાગ મલ્હાર

નીઆંણાં નવ વારઇ જે, મમ માગીસ રાજ;
ઉપશમ મનિ વંછિત, સહી વિણસઇ કાજ નીઆ.–ની. ૪.

